શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રણીત

# ચાંદમુખ

: અનુવાદક :

રમણલાલ સોની

શ્રીકાન્ત, વિપ્રદાસ, શેષપ્રશ્ન, સ્વામી, કાશીનાથ, સાવકીમા,
અનુરાધા, શુભદા, પ્રભાતકિરણો વગેરેના અનુવાદક.



એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ, પબ્લીશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

: પ્રકાશક :
એન. એમ. ઠક્કરની કંપની વતી
નંદલાલ મોહનલાલ ઠક્કર
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨



૧૧—૮—૧૯૪૧
પ્રથમ આવૃત્તિ
રૂા. ૨—૮—૦

: મુદ્રક :
શાહ મણિલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : : : અમદાવાદ

## નિવેદન

શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત 'ચાંદમુખ'નો આ અનુવાદ મૂળ બંગાળી પરથી જ કરવામાં આવ્યો છે એ જણાવવા સિવાય મારે બીજું કંઈ જ કહેવાનું રહેતું નથી.

મુંબઈ, ૧૧-૯-૧૯૪૧ —અનુવાદક

## રમણલાલ સોનીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ચમૂતરો | [ મૌલિક વાર્તાસંગ્રહ ] | ૦–૧૦–૦ |
| પૂછડિયાનાં પ્રદેશમાં | [ સાહસની સળંગ કથા ] | ૦—૮–૦ |
| માથાનું દાન | [ શાળોપયોગી ત્રિઅંકી નાટક ] | ૦—૮–૦ |
| રૂપાની ગાય | [ ,, એકઅંકી નાટકો ] | ૦—૮–૦ |
| ભીખો ચોટ્ટો | [ સ્વતંત્ર નવલકથા ] | ૨—૦–૦ |
| બાળકોનાં ગીતો | [ કાવ્યો ] | ૦—૫–૦ |
| પગલાં ભાગ ૧ થી ૪ | [ બાળ કથાકાવ્યો ] દરેકના | ૦—૫–૦ |
| બુંધાકાકા | [ બાળ વાર્તાઓ ] | ૦—૫–૦ |
| શિશુકથા ભા. ૧ | [ ,, ] | ૦–૧૨–૦ |
| મહર્ષિ દયાનંદ સરસ્વતી | [ પ્રામાણિક જીવન ] | ૦—૪–૦ |
| મરણ પછીની જિંદગી | | ૦—૧–૦ |
| હિંદ અને બ્રિટનનું રાજ્યતંત્ર | [હાઇસ્કૂલો, કોલેજો માટે] | ૦—૮–૦ |

### અનુવાદ–ગ્રંથો.

| | | |
|---|---|---|
| સ્વામી | [ શરદ બાબુ ] | ૧–૪–૦ |
| કાશીનાથ } ભોગીલાલ ગાંધીના | [ ,, ] | ૧–૮–૦ |
| સાવકી મા } સહકારમાં | [ ,, ] | ૨–૮–૦ |
| વિપ્રદાસ | [ ,, ] | ૩–૦–૦ |
| અનુરાધા | [ બડિ દિદિ, નારીનું મૂલ્ય વગેરે ] | ૩–૦–૦ |
| નવીના [ શેષ પ્રશ્ન ] | ,, | ૩–૦–૦ |
| શ્રીકાન્ત ભા. ૧–૨ | ,, | ૩–૦–૦ |
| ,, ભા. ૩ | ,, | ૨–૦–૦ |
| ,, ભા. ૪ | ,, | છપાય છે. |
| શુભદા | ,, | ૨–૦–૦ |
| પ્રભાત કિરણો | [ પ્રભાત કુમાર ] | ૨–૮–૦ |
| સૂડી વચ્ચે સોપારી | [ ,, ] | ૦–૪–૦ |
| લાલ પડછાયા | [ ચીની જપાની વાતો ] | ૧–૦–૦ |
| ભાગવત કથામંગલ } ઉપનિષદ્ કથામંગલ } | | ૧–૪–૦ |

: ૧ :

ત્રેતાયુગના પ્રબળ પ્રભાવશાળી રાજા રાવણને પુત્રપૌત્રાદિ સહિત સોનાની લંકાનગરી અને જીતેલી સ્વર્ગપુરીનો ઉપભોગ કરતાં નજરે નથી જોયો, તોયે, તેલંગિયાપુરના હરદયાળ પાલના દુર્દમ્ય પ્રતાપની સાથે એ ત્રેતાયુગમાં થઈ ગયેલા વિખ્યાત રાક્ષસપતિની સરખામણી કરવાનું કોઈજ ચૂકતું નહિ. દુનિયામાં સુખી માણસનો દાખલો દેવો હોય તો સૌએ એક અવાજે એની ભણી આંગળી ચીંધતું.

એવા આ પાલવંશના મૂળનેય ઉધાઈ લાગી. નિષ્ઠુર કાળ, ભયંકર રાહુના રૂપે ઊતરી આવી જે દિવસે વંશના ઉજ્જવલ ચંદ્રમાથી માંડી પ્રભાતના પ્રથમ નિસ્તેજ તારલિયા સુદ્ધાંતને ગળી ગયો તે દિવસે, શોક અને સંતાપના ભારથી દબી ગયેલાં માતાપિતાનાં દુઃખ–ચિંતામાં, સહજ રીતે લોકોની સહાનુભૂતિનો એક સર્વવ્યાપી પ્રવાહ ભળ્યો. સૌ એક અવાજે કહેવા લાગ્યું: 'હાય હાય! બળ્યા ફાંટાબાજ નસીબનું કાંઈ કરતૂક! આવા વંશનો આવી રીતે નાશ! આવી સરસ ફૂલપાંદડીમાં પણ કાળનો કીડો ઘર બાંધે!'

પરંતુ એમની એ ફરિયાદ નકામી ગઈ.

મૃત્યુ. કોઈની યે નિંદા મૃત્યુના મુખમાંથી કોળિયો ખૂંચવી શકી નહિ; ઝાડનાં તમામે તમામ ફળ અકાળે સુકાઈને ખરી પડ્યાં.

ભીષણ વંટોળિયાના ઉપરા ઉપરી આઘાતથી ફળહીન થઈ ગયેલું ઝાડ જેમ ક્ષોભ અને રોષથી મરવા જેવું થઈ આકાશમાં પાંદડાં રૂપી આંગળીઓ ફેલાવીને ઊભેલું દેખાય તેવી રીતે,—જુઓ, જુઓ, નિષ્ઠુર વિધાતાની આ લીલા! ભયંકર કાળ વંટોળિયાએ વહી આવીને, હરદયાળનો સજાવેલો મંડપ ભાંગી નાખ્યા પછી, એ નિઃસંતાન વૃદ્ધ બરાબર પહેલાંની જેમ જ ઊંડા શોક અને સંતાપથી ભરેલી આંખે અને સામો શાપ દેવાને આતુર એવા વ્યથાથી ઘેરાયેલા હૃદયે, દૂર દૂર અનંત નીલ આકાશ ભણી જોઈ રહ્યો હતો, અને લાંબા લાંબા નિઃશ્વાસ નાખી રહ્યો હતો. ભગવાન વિધાતા આપણી પેઠે માંસ હાડકાંના બનેલા પાંજરામાં વાસ કરતા નથી, નહિ તો, એ આગમાં દાઝીને જરૂર એ પોતાનું વિધાતાપણું ચૂકી જાત. પ્રજાનો ગુસ્સો કોઈ પણ રાજા સહન કરવા ઇચ્છતો નથી, તો પછી વિધાતા તે શાનો સહન કરે! બળવાખોરની સજા રૂપે એની આટલાં વરસની જીવનસંગિનીને પણ ખૂંચવી લઈ, ભાંગેલી દુકાનનો સર સામાન બધો જ એણે ઉપાડી લીધો.

લોકો કહે છે કે થોડા શોકમાં જે હામ હારી જાય તે ભારે શોકને નોતરે છે. આ વાત અક્ષરેઅક્ષર હરદયાળને લાગુ પડી ગઈ. હવે મૃત્યુની છેલ્લી ભેટ પોતે છે એમ સમજી, ડોસાએ સંતોષ અને સુખનો નિઃશ્વાસ નાખ્યો. કારણકે, હવે થોડા જ વખતમાં એ પોતાની મોંઘી હાટડી ભેગો થઈ જવાનો.

પરંતુ ઓચિંતાના શી ખબર શાથી ભગવાનનો જઠરાગ્નિ મંદ પડી ગયો; એ આ બુઢ્ઢાની પડખે બિલકુલ ચડ્યા જ નહિ. માત્ર ઘરની આશાનો પ્રકાશ ધીમે ધીમે હોલવી નાખી, શરમથી બીને જાણે એમણે મોં છુપાવી દીધું.

દુઃખનો પહેલો આઘાત સહન ન કરી શકવાથી, ડોસાએ રોષથી ચલિત થયેલા મગજે એકદમ ઠરાવ કરી નાખ્યો કે ફરી એક વાર નવો ઘરસંસાર માંડી નવી તાકાતથી વિધાતાનો મુકાબલો કરવો, પરંતુ કેટલાક દિવસ વિચાર કર્યા પછી, પોતાની શક્તિ અને સામર્થ્યની ઊણપ જોઈને હો, કે પછી એક નાજુક મુખવાળીનું દારૂણ વૈધવ્યની જંત્રણાથી પીડાતા હૃદયનું વ્યાકુલ ક્રંદન એ દૂર દૂરના ભાવિનો અંધકાર વીંધી ડોસાના કાનનાં મૂળમાં પ્રવેશી ધીરે ધીરે વધુને વધુ પ્રખર બની પ્રતિઘોષિત થયું હોય તેથી હો, પરંતુ તેના અંતરનો ઠરાવ અન્તરમાં જ લીન થઈ ગયો. તે બહાર નીકળવાનો અવકાશ પામ્યો નહિ.

આવી અવસ્થામાં જ તે એક દિવસ વિચાર ચકડોળે ચડી ઘરની બહાર રસ્તા પર પડતી ઓસરી પર ગૂપચૂપ બેઠો હતો, અને મનના ગાંડા વિચારો હેતુ વગર, ગમે તેમ બબડ્યા કરતો હતો. ગામમાં રહેવું એ એ વખતે એને માટે કાંટાની પથારી જેવું થઈ ગયું હતું. ગમે તે કંઈ એક પકડી લેવાની આશાથી જાણે તેના પ્રાણ કંઠે આવી ગયા હતા. એટલે ઉદાસ ઉન્મત્તની પેઠે તેણે એકદમ માથું ઊંચું કરી વિહ્વળ ભાવે ચોતરફ જોવા માંડ્યું.

બરાબર એ જ વખતે કેટલાક યાત્રીઓનું ટોળું ત્યાં થઈને પસાર થતું હતું. તે જોઈ, તેણે રોજની ટેવ મુજબ પ્રશ્ન કર્યો: 'ક્યાં જાઓ છો, તમે?'

આગળ ચાલતો માણસ ગતિ જરા ઓછી કરી દઈ બોલ્યો: 'વૃંદાવન. ચંદ્રમુખનું દર્શન કરવા.'

ડોસાના મુખમાંથી આગળ કોઈ પ્રશ્ન નીકળ્યો નહિ. તે જોઈ, ધીમે ધીમે એ લોકો આગળ ચાલ્યા. મૂઢ હતબુદ્ધિની માફક, થોડી વાર એ લોકોના જવાના માર્ગ તરફ જોઈ રહી ડોસો એકદમ કૂદી પડી પોતાના મનમાં બોલ્યો: 'ખરં. ખરં. કહે છે કે જેના શરીરમાં

બળતરા છે, તેના શરીર પર પોતાનો પદ્મહસ્ત ફેરવી ભગવાન તેની બધી બળતરાનો નાશ કરી દે છે. મારા કરતાં વધારે બળતરા બીજા કોને હશે?—ચાલ, જોવા દે.'

બીજી વાર વિચાર કરવા થોભ્યા વગર તેણે દોડીને ઘરમાં પ્રવેશ કર્યો. આડતની દુકાન અને ધીરધારના કારભારની વાત યાદ આવતાં તે એકદમ ચમકીને ઊભો રહ્યો, પરંતુ બીજી જ પળે માથું હલાવી અસ્ફુટ સ્વરે બોલ્યોઃ 'કોને વાસ્તે પણ? બહારની ચીજ આ આમ ઢગલાબંધ ઘરમાં લાવી ભરું, તે ગોઠવે કોણ! હત તારી –'

બોલતાં બોલતાં ટુવાલ ખભા પર નાખી, ધડાધડ બારણાં પર તાળું લગાવી દઈ તે જાણે કે દોડતો બહાર નીકળી પડ્યો. તેનું ધ્યાન તે વખતે બીજી બધી બાબતમાંથી છૂટી જઈ વૃંદાવનની પવિત્ર રજમાં આળોટવા પૂરપાટ દોડી ગયું હતું. અંદર અને બહાર માત્ર એક જ લક્ષ્ય હતું — વૃંદાવનચંદ્રના ચંદ્રમુખનું દર્શન કરી પ્રાણની તમામ બળતરા, તમામ અતૃપ્ત આકાંક્ષાઓ એને ચરણે ઉતારી દેવાનું અને પછી રીસ અને ફરિયાદના ભાવે પૂછવાનું કે 'પ્રભુ! આ શું તારી રીત છે! કયા પાપે મારું ભર્યું ભાદર્યું ઘર તેં સળગાવી દીધું?'

પેલા આગેવાન મુસાફરે હરદયાળને પાછળ દોડતો આવતો જોઈ મંદ હાસ્ય કરી પોતાના સાથીદારોને કહ્યું: 'જુઓ ભાઈ, ભગવાન જેને ખેંચે છે તે આવી રીતે દોડી આવે છે. ડોસાને કોઈ પાછળ ખેંચનારું નહિ હોય, એમ લાગે છે.'

ભગ્ન હૃદયે હરદયાળે મૂંગા મૂંગા અશ્રુભરી આંખે ક્યારે માથું ધુણાવ્યું તેની તેને પોતાને જ ખબર પડી શકી નહિ. સંઘમાંની એક પ્રવાસી સ્ત્રીએ સ્નેહાળ દૃષ્ટિએ ડોસાની સામે નજર કરી પૂછ્યું: 'શું કોઈ નહોતું, બાબા?'

પૂરનાં પાણી રોકયાં રોકાયાં નહિ, આંખો પર થઈ આંસુ છાતી પર તૂટી પડ્યાં.

આકુલ કંઠે ડોસાએ કહ્યું: 'હતું, મા, ભર્યું ઘર, કાળના વાવાઝોડામાં ભાંગી ગયું છે.'

નીરવ સહાનુભૂતિની દૃષ્ટિએ પળ વાર જોઈ રહી એ સ્ત્રી આંખો પર પાલવ ફેરવી લઈ પોતાના મનમાં બોલી: 'આહા!' બીજી જ પળે એક સાત આઠ વરસના છોકરાને ખેંચી લઈ છાતી સરસો દાબી રાખી એણે કોણ જાણે કેમ ઉપરા ઉપરી ચુંબનોનો આશીર્વાદ વરસાવવા માંડ્યો.

હરદયાળ અતૃપ્ત આકાંક્ષા ભરી આંખે આભો બની માત્ર એ તરફ જોઈ રહ્યો.

સાંજ પછી સૌ પાદરમાં એક વિશાળ પીપળાના ઝાડ હેઠળ પોત પોતાનો પથારો ઉતારીને પડ્યાં. હરદયાળે આગ્રહ કરી પૂછવાથી એક જણે જવાબ દીધો: 'આજની યાત્રા અહીં સુધી જ છે. આજની રાત ઝાડ હેઠળ જ મુકામ છે ભાઈ, મુસાફરોને આના કરતાં સારી જગા મળતી નથી.'

ડોસો બોલ્યો: 'એ ખરું, પણ ફરી મુસાફરી ક્યારે શરૂ થવાની?'

તે માણસે કહ્યું: 'સવારે ફરી મુકામ ઊપડશે, ત્યાં લગી આરામ. સમજ્યા ને?'

જાણે બધું સમજીને ડોસો થોડે દૂર બીજા એક ઝાડની નીચે જઈને બેસી ગયો, કોઈની યે સાથે વધારે હળવા ભળવાની એને ઈચ્છા નહોતી. માણસો પણ સૌ પોત પોતાના કામમાં વ્યસ્ત હતા, કોઈએ, એના તરફ ખાસ ધ્યાન પણ આપ્યું નહિ. જેને જે મળ્યું તે ખાઈને પગથી માથે લગી ઓઢીને સૂઈ ગયું. પરંતુ, આપણે અગાઉ ઓળ-

ખાણુ કરી તે સ્ત્રીની નજર તો ડોસા ઉપર જ મંડાઈ હતી. છોકરાને ખવડાવી, સુવાડી, ધીરે ધીરે એ પોતાના ભાતની થાળી હાથમાં લઈ હરદયાળની સામે આવી ઊભી.

ક્રોધથી સળગતી આંખે હરદયાળે એની સામે ફરીને જોયું.

સ્ત્રી કંઈ જ બોલી નહિ, શાંત ઢળેલી આંખે માત્ર ઊભી રહી. જાણે સ્નેહમયી દયાની પથ્થરઘડી મૂર્તિ ! સ્નેહના આવેશથી ડોસો ઊછળી આવેલો આંસુનો પ્રવાહ બહુ મહેનતે દબાવી, કોળિયો મોંમાં મૂકવા લાગ્યો. એક પ્રકારના દબાયેલા કરૂણ આવેગથી એનું આખું શરીર ધ્રૂજી ઊઠયું.

અડધી રાતે કોઈનો ધબ્બો ખાતાં ડોસો હાંફળો ફાંફળો ઊઠીને બેઠો થયો. પેલો માણુસ બોલ્યો : ‘ બેસી રહેશો એ નહિ ચાલે. જવું હોય તો તૈયાર થઈ જાઓ, જોતા નથી, સૌ નીકળી ગયા છે તે ! ’

ચંચળ નયને ડોસાએ ચોતરફ નજર કરી જોયું તો ખરેખર ઝાડ હેઠળ બધું ખાલી હતું, પોટલાં પોટલી બાંધી સાથીઓ બધા ક્યારનાયે નીકળી ગયા હતા. આકાશ ભણી નજર કરી જોયું તો હજી તો ઘણી રાત હતી.

જિજ્ઞાસા ભાવે તેણે પેલા માણુસ સામે જોઈ કહ્યું : ‘ એટલામાં ! સવારે જવાનું તો હતું ને ! ’

માણુસે માથું હલાવી જવાબ દીધો : ‘ એ તો હતું, પણુ જોતા નથી–! ’ અડધું વાકય હોઠમાં દબાવી રાખી તેણે આંગળી ચીંધી એક જગા બતાવી. વૃદ્ધ હરદયાળે તે તરફ નજર કરી જોયું તો થોડે દૂર બીજા એક ઝાડ હેઠળ કોઈ એક માણુસ તરફડિયાં મારતું પડયું હતું.

નવાઈ પામી ડોસાએ સંગાથી ભણી જોઈ કહ્યું: 'એને શું થયું છે?'

માણસ આંખ મીંચકાવી બોલ્યો: 'કોગળિયું.'

ડોસો આભો બની એના મોં સામે જોઈને બોલ્યો: 'અને તમે બધા એને મૂકીને જતા રહો છો!'

માણસ ભવાં ચડાવી બોલ્યો: 'ન જઈએ? મરવાની બીક કોને નથી? ચાલો, હવે મોડું ન કરશો.'

આઘાની જેમ થોડી વાર ઊભો રહી ડોસો બોલ્યો: 'આ શું! બધા જતા રહ્યા, હવે આની સંભાળ કોણ રાખશે?'

ચીડ ભર્યા અવાજે દાંત ભચરડી એ માણસ બોલ્યો: 'બીજું કોણ? જમરાજા! હવે આવવું છે, કે જાઉં?'

દયાથી વૃદ્ધનું હૃદય રડી ઊઠ્યું.

એકદમ પેલા માણસનો હાથ જોરથી પકડી લઈ એણે કહ્યું: 'રે, આવે વખતે તે છોડીને જવાય! એ તો આપણો જ સંગાથી હતો.'

શરમાઈ મોં વીલું કરી માણસ બોલ્યો: 'શું કરું કહો, બધા યે જતા રહ્યા પછી—'

ડોસાએ આશ્વાસન ભર્યા અવાજે કહ્યું: 'આપણે બે જણ રહેશું, ચાલો.'

ઉદાસ ભાવે એ માણસ પોતાના સંગાથીઓના ગમનમાર્ગ ભણી નજર નાખી બોલ્યો: 'આ કંઈ જેવો તેવો રોગ છે!'

ડોસો બોલ્યો: 'એટલે જ તો આપણે ખાસ રોકાવું જોઈએ.'

માણસ ઉદ્ધત ભાવે બોલ્યો: 'શું, વૃંદાવન જવાનું છોડીને? મારી કંઈ એટલી બધી લાગણી ઢોળાઈ નથી જતી!'

ડોસો પણ ઉશ્કેરાઈને બોલી ઊઠયો: 'ઈશ્વરના સરજેલા સર્વ શ્રેષ્ઠ જીવને આવી નિરાધાર દશામાં મૂકીને જવાથી શું ઈશ્વરની દયા તમને મળશે ?'

માણુસ હો હો કરી હસી પડીને બોલ્યો: 'એનો ન્યાય કરવાનું મેં તમને સોંપ્યું નથી. આવવું હોય તો ચાલો.'

ડોસો એના શબ્દોનો જવાબ દીધા વગર માંદાની તરફ ચાલ્યો. માણુસ તે વખતે એકદમ મજાક ભર્યું હાસ્ય કરી બોલ્યો: 'રૂપાળા મોંએ છેવટે તમારા પરે ભૂરકી નાખી ખરી!'

ચમકીને ઊભા રહી જઈ ડોસાએ પૂછ્યું: 'કેમ, એવું શાથી કહો છો?'

દાંત બહાર કાઢી હસતાં હસતાં એ માણુસ બોલ્યો: 'ઊમર થઈ છે — પણ એથી શું, બેટીનું મોઢું કંઈ ઓછું રૂપાળું છે! તમે પાછા નથી વળવાના, મને ખાતરી છે; હું તો આ ચાલ્યો.'

ગુસ્સા અને ક્ષોભથી હોઠ પીસી ડોસો બોલ્યો: 'ચાલો, આવું છું.'

પૂરેપૂરા ઉત્સાહથી ડોસાની પીઠ થાબડી પેલો માણુસ બોલ્યો: 'બસ, આવું જ કરવું જોઈએ. વૃંદાવનમાં આવી તો ઘણુીયે મળશે, કાકા ચિંતા શી છે, આગળ થાઓ.'

ડોસો ચંચળ ભાવે એની તરફ જોઈ બોલ્યો: 'આટલા વાસ્તે વૃંદાવન જવાનું છે, શું કહો છો?'

માણુસ હોઠમાં હસીને બોલ્યો: 'ત્યારે બીજું શું?'

ક્રોધથી કાંપતા સ્વરે ડોસો બોલ્યો: 'નથી જવું એવા વૃંદાવનમાં.'

માણુસ એમના શરીર પર હાથ પસવારતો બોલ્યો: 'હં, એમાં છેડાઈ શાના પડો છો, કાકા, વૃંદાવન એટલે જ સેવાદાસી.'

ડોસો પહેલાંના જેવા જ કંઠે બોલ્યો: 'ચુલ્લામાં ગયું તમારું વૃંદાવન! મારે નથી આવવું.'

બરાબર એ જ વખતે એના પ્રાણુની દિવાલને જાણે મજબૂત કરવાને માટે હોય તેમ પેલા ઝાડ હેઠળથી બાળકના ગળાનો અવાજ આવ્યો: 'આવું ન કર, મા, મને બીક લાગે છે!'

પેલો માણુસ જોરથી ડોસાનો હાથ પકડી ખેંચતો ખેંચતો બોલ્યો: 'આમ ખેંચાવામાં સાર નથી, કાકા, પોતાનું બધું છોડી દઈ, રસ્તે જતાંની માયા માથે વહોરવાની શી જરૂર? મોડું થશે તો પછી ચંદ્રમુખીનું દર્શન નહિ થાય. ચાલો.'

ડોસો તેને ધક્કેલી દઈ બોલ્યો: 'મારે નથી આવવું, તું જા.'

માણુસ ઉશ્કેરાયેલા અવાજે બોલ્યો: 'એ જ વખતે કહ્યું હોત તો હું જતો રહેત. હવે આ અંધારામાં હું એકલો કઈ તરફ જાઉં? નહિ, નહિ, તમને નથી છોડવાનો, તમારે આવવું જ પડશે, નહિ આવો તો ખેંચીને લઈ જઈશ.'

ડોસો શું કરવું તે નહિ સૂઝવાથી થોડી વાર મૂઢની જેમ ઊભો રહ્યો. પાછળથી કરૂણુ કંઠનો અવાજ આવી પહોંચ્યો: 'મા, મા, ઓ મા!'

એકદમ છલંગ મારી ડોસો સામે પડેલો એક પથ્થર ઉપાડી પેલા માણુસની સામે ફરી ઊભો રહ્યો. 'બાપ રે, ખુની!' એવી ચીસ પાડી માણુસે એકદમ પાછળ ઠેકડો માર્યો. બીજી જ પળે જોરથી શ્વાસ લેતો તે દોડી ભાગી ગયો.

ધીરે ધીરે ડોસો, બિમારની પથારી આગળ આવીને ઊભો.

મળ અને કલેદથી મલીન એવી એ સ્ત્રીનું રોગથી મલીન મુખ જોતાં જ હરદયાળને લાગ્યું કે કેટલાયે દિવસના અનાહાર પછી જેના સ્નેહ અને દયાના પ્રતાપે આજે તેના મુખમાં અન્નનો કોળિયો પડ્યો હતો, તે જ આ સરળ સ્વભાવની માતૃમૂર્તિ હતી! એની પાસે એનાં લાડપાનનું પાત્ર, એનું ધન, એનો પુત્ર હતો! ધીરે ધીરે એ રોગિણીનું

પીડાથી ફાટફાટ થતું માથું પોતાના ખોળામાં ઊંચકી લઈ, ડોસાએ સ્નેહ ભરપુર કંઠે કહ્યું: 'શું થાય છે, મા!'

યુવતીએ મહા મુસીબતે આંખો ઉઘાડી જોયું. પછી તે ક્ષીણ કંઠે બોલી: 'કોણ, બાબા! કેમ પાછા આવ્યા?'

ડોસો મધુર સ્નેહ વરસાવતો બોલ્યો: 'મને તારી જરૂર પડી છે, મા.'

વેદનાથી કાતર અવાજે યુવતી બોલી: 'આ અભાગણીને લીધે તમને ચાંદમુખનાં દર્શન નહિ થયાં!'

હસવાનો પ્રયત્ન કરી ડોસો બોલ્યો: 'તારી ભૂલ થાય છે, મા! મારો જીવ જરાયે એને માટે તરફડતો નહોતો. મારો જીવ આટલો વ્યાકુળ થયો છે તે તો માત્ર આ તારા છોકરાનું રૂદન સાંભળીને.'

યુવતી નિઃશ્વાસ નાખી બોલી: 'તમે ખૂબ કમનસીબ છો, આ ઉંમરે બધુંયે પરવારી બેઠા.'

થોડી વાર શ્વાસ લઈ વળી તે ફરી બોલી: 'તમારે જવું જોઈતું હતું. બાબા! શી ખબર, ફરી જવાય, ન જવાય!'

ડોસાએ ગંભીર કંઠે જવાબ દીધો: 'ઈશ્વર જો ખરેખર હોય તો, આટલું નક્કી માનજે, મા, કે એની જ આજ્ઞાથી હું તારી પાસે દોડી આવ્યો છું. તેનું દીધેલું દાન, તિરસ્કારથી લાત મારી હડસેલી દઈને, માત્ર મોઢાની ભક્તિ લઈને દોડા દોડી કરી તેની સામે જઈ ઊભા રહેવાથી જ તે ખુશ થશે, સાચું જ કહું છું, કે એવું હું માનતો નથી. જરૂર પડે, તેઓ આપણી અંદર જ પોતાના અનંત રૂપનું દર્શન દેશે.'

આવી ભારે દૃઢ શ્રદ્ધાના વિરોધમાં માથું ઊંચું કરે, એટલી બધી શક્તિ એ બિમારમાં નહોતી. એટલે કાતર કંઠે તે બોલી: 'જાઉં છું, બાબા! પાણી, ઓ! ખૂબ તરસ લાગી છે.'

યુવતીના મોં સામે ઝૂકી પડી ડોસાએ કહ્યું: 'પાણી અહીં છે ખરું, મા?'

ભાંગેલા અવાજે યુવતી ક્ષીણ કંઠે બોલી: 'નહિ હોય, બધું હું પી ગઈ છું. સામે તળાવ છે, જરા — હાય! ખૂબ તરસ—'

લોટો હાથમાં લઈ ડોસો યુવાનની ગતિએ દોડી ગયો. પાણી લઈને પાછા આવતાં એને થોડોક વખત થયો, એટલામાં તો યુવતી ખૂબ જ નિસ્તેજ થઈ ગઈ હતી. ખૂબ કાળજી પૂર્વક એને ઠીક કરી, ડોસાએ ખૂબ વહાલથી એને ઊંચકીને સુવાડી.

હોલવાવાની તૈયારીમાં આવેલી દીવાની જ્યોતની પેઠે યુવતીની આંખો અને મુખ ઉપર હાસ્ય ફૂટી આવ્યું. તે ક્ષીણ કંઠે બોલી: 'જાઉં છું, બાબા, મારો છોકરો—'

બાકી રહેલા થોડા શબ્દો, છાતી પર ઝૂકી પડવા છતાંયે ડોસો સાંભળી શક્યો નહિ. નિસ્તેજ આંખોની છેક નજીક મોં લઈ જઈ તેણે કહ્યું: 'છોકરાની ચિંતા ન કરતી, મા, એ હવે મારો છે.'

પરંતુ એ શબ્દો મરનારના કાનમાં પહોંચ્યા નહિ. મૃત્યુથી મલીન બનેલા મોં ઉપર પલકમાં ઉજ્જવળ પ્રકાશ પથરાઈ ગયો. નિરાંતનો નિશ્વાસ નાખી યુવતીએ પૂર્ણ શ્રદ્ધાથી ડોસાની આંખમાં આંખ મેળવી અસ્ફૂટ સ્વરે જાણે કંઈ બોલવા પ્રયત્ન કર્યો, પરંતુ, શબ્દો ભાષામાં પ્રકટ થવા પામ્યા નહિ.

ઉન્મત્તની પેઠે ડોસો ચીસ પાડી ઊઠ્યો: 'તારો છોકરો, તારા વગર કોણ એને સાચવા શકશે, મા,—હું તો પરાયો છું.'

એક ઉજ્જવળ હાસ્યતરંગ તે વખતે પણ યુવતીના વદન પર રમી રહ્યો હતો. એ હાસ્યનો અર્થ જાણે સાવ સ્પષ્ટ હતો—' કબૂલ કર્યું

છે, બાબા, હવે ના નહિ કહી શકો—' અને સાથે સાથે તેનું અત્યારલગી જંત્રણાથી પીડાતું માથું જાણે કે થાકથી ઢળી પડ્યું.

બાળકની લાંબી ચીસ ભેગો આકાશ ચીરી નાખે તેવો અવાજ મેળવી ડોસો બોલ્યોઃ "હાય, હાય! હવે આ શબનો ભાર લઈ હું ક્યાં જાઉં?"

: ૨ :

માથા ઉપર ઓચિંતો કંઈ કડકડ અવાજ થતાં ડોસાએ ચમકીને આકાશભણી નજર કરી; ઘનઘોર વાદળાંએ આખા આકાશમાં જાણે શાહી ઢોળી દીધી હતી.

પાસે ઊભેલો બાળક બીકથી માને વળગી પડી બોલ્યો : 'આમ શું તાકી રહી છે, મા, મને બહુ બીક લાગે છે !'

આવેગથી ક્ષુબ્ધ બનેલા હૃદયે તેને છાતી સરસો ચાંપી લઈ વૃદ્ધ બોલ્યો : 'બીક શાની, ભાઈ, હું અહીં ઊભો છું ને, હું તારો દાદુ !'

ડોસાની છાતીમાં પોતાને સમાવી દઈ, બાળક ડૂસકાં ખાતાં ખાતાં બોલી ઊઠચો : 'મા આમ કેમ થઈ ગઈ, દાદા ?'

બાળક આવું પૂછે એ સહજ સ્વાભાવિક હોવા છતાં યે, એનો જવાબ દેવાનું ડોસાને માટે અતિ કઠીન બની ગયું. મોઢે કંઈ બોલી ન શકવાથી તે બાળકને વધુ જોરથી દાબી રહ્યો. થોડો વખત આમ મૂંગાંમૂંગાં વીતી ગયો. પછી કહેવા જેવું કંઈ જડી આવવાથી, ડોસો ચંચળ કંઠે બોલ્યો : 'તારી મા વૃંદાવનચંદ્રના પગમાં સંતાઈ ગઈ છે, ભાઈ ! આ જે પડયું છે તે તો માત્ર કાંચળી છે.'

બાળક શું સમજ્યો તે તો કહી શકતો નથી. પરંતુ મરેલી માની ઉપરથી મુખ ફેરવી લઈ તેણે નિસાસો નાખી કહ્યું : 'મને બીક લાગે છે, દાદા, ઘેર ચાલો.'

મરનારના માથા આગળ પડેલી પોટલી અને પાણીના લોટા ભણી ડોસાએ એકવાર ઉદાસભાવે નજર કરી. પછી એક બે ડગલાં એ આગળ વધ્યો, અને બીજી જ પળે શી ખબર શો વિચાર કરી એકદમ થંભીને ઊભો રહ્યો. વીજળીના ઉજ્જવલ પ્રકાશમાં મરેલી માનું સંતોષથી ચમકતું મોં એકદમ એની આગળ સ્પષ્ટ દેખાઈ ગયું. એ તરફ જોતાં જ ડોસો જાણે કે કાંપી ઊઠ્યો.

આંખે હાથ દઈ તરફડતા જીવે તે બોલી ઊઠ્યો : 'તારી અંતીમ ક્રિયા કરી ન શકવાથી મને દિલમાં શું શું થઈ જાય છે મા, એ તારો વૃંદાવનચંદ્ર એકલો જાણે છે!'

બીજી જ ક્ષણે કોણ જાણે કેમ, તે ગાંડાની પેઠે તે સ્થળ છોડી દોડતો ભાગવા લાગ્યો. જાણે કોઈ ચોર ગૃહસ્થનું અમૂલ્ય રત્ન ઉઠાવી સૌને ઊંઘતાં મેલી ચોરી કરી પલાયન થઈ ગયો! વખતે ગૃહસ્થ જાગી જાય અને આટલી મહેનતે મેળવેલું પાછું પડાવી લે એવી એને બીક છે.

સવારનું અજવાળું થતાં ના થતાંમાં તો તે પાછો પોતાને ઘેર આવી ગયો. કોઈ દિવ્યસ્વપ્નની પેઠે નવું પ્રભાત તેની આંખો આગળ આજે જાણે નૂતન પ્રકાશ વેરવા લાગ્યું. એની રગેરગે આજે જાણે નવા આનંદનાં કંપનો ઊઠી રહ્યાં છે. એ કંપનોમાં આજે જગત મધુમય બની ગયું છે! ઝાડનાં પંખી, વનનાં ફૂલ, આકાશ, પવન બધું યે જાણે એ મધુપ્રવાહમાં ડૂબીને મધુમય બની ગયું છે.

ઘરના બારણા આગળ આવી ડોસાએ ચંચળ નજરે જોયું તો કેવું અદ્દભુત પરિવર્તન! એક રાતમાં ઘર આવા ખરાબ કચરાથી કોણે

ભરી દીધું ? ઘરના ઝાંપાની બંને બાજુએ કેવું કાંટાનું જંગલ ! આવા ઘરમાં રહેવું અને વનમાં રહેવું બેય સરખાં ! કોણ જાણે કેવી રીતે ડોસાએ આ જંગલમાં જંગલી જાનવરની પેઠે આટલાં વરસ કાઢયાં !

બારણાનું તાળું ઉઘાડી ડોસાએ અંદર નજર કરી. બહાર કરતાં અંદરનું આંગણું વળી વધારે જંગલમય છે. રે, તો આવા જંગલમાં શું પારકા છોકરાને લઈને પગ દેવાય ! એકદમ બહાર આવી ડોસો કેટલાંક ઘર વટાવી ચાલ્યો.

છેવટે ડોસાએ એક બારણા આગળ આવીને બૂમ મારી : 'પુંટી, એ પુંટી !'

માથાનો છેડા ખેંચતી ખેંચતી એક વિધવા અંદરથી બહાર આવીને બોલી : 'આવો ને બાબા, શું કહ્યું ?'

ખોળામાંથી છોકરાને બારણા આગળ તેની પાસે ઊતારતાં ઊતારતાં ડોસાએ જોરથી હસીને કહ્યું : 'આને થોડો વખત અહીં રાખ તો, મા. આ — ઘર કેવું વગડા જેવું થઈ ગયું છે ! જરા જોઉં, જડુ મળે તો.'

વિધવાએ છોકરાને ખોળામાં લઈ લીધો !

ડોસો પોતાના મનમાં મનમાં બડબડતો ગયો : 'તું તો ઘરનું માણસ છે, હિમુની વહુ, એ છે મારા ફોઈઆઈ ભાઈનો છોકરો, એટલે હું તારી જ પાસે સીધો દોડી આવ્યો. જંગલ જ થઈ જાય ને ! કોઈ જુએ કે કરે ! જાતે તો જંગલમાં ગમે તેવામાં પડયો રહું, શું બગડવાનું હતું, પણ એથી કંઈ આને લઈને — બાપરે !'

પરંતુ એક ગામમાં, અને એક જ મહોલ્લામાં રહેવા છતાં યે ડોસાએ આજ લગી આ દુ:ખી સ્વજનની ખબર લીધી નહોતી, એ વાત એને યાદ જ આવી નહિ. પુંટીની માને પણ એ વાત યાદ કરાવવાની જરૂર લાગી નહિ.

પુંટીની માએ ઊંઘતા છોકરા પર લાડ કરતાં ડોસાને પૂછ્યું : 'આ કોણ છે, ભાઈ?'

મૂઢની જેમ ડોસો તેના મોં સામે તાકીને જોતો ઊભો રહ્યો. કારણકે આવો પ્રશ્ન કદી પૂછાઈ શકે એનો એને આ પહેલાં કદી ખ્યાલ આવ્યો નહોતો. શું જવાબ દેવો! માણસને—ખાસ કરીને સ્ત્રીજાતિને, પારકાની વાત જાણવાનો આવો અઘટિત આગ્રહ શા માટે હોય છે? આ કેવી દુષ્પ્રવૃત્તિ!

ડોસાને મૂંગો જોઈ વિધવા પોતે જ પોતાના પ્રશ્નનું સમાધાન કરતી બોલી : 'દુર્ગાપુરના ઉમિનો છોકરો લાગે છે, સરસ છોકરો છે!'

આટલી સહેલાઈથી છૂટકારો થતાં ડોસો જાણે હાશ કરી ઊઠયો. પરંતુ વાત કંઈ સાચી નહોતી. દુર્ગાપુરવાળો ભાણેજ ઘણા દિવસ થયાં પોતાની દુકાન સંકેલી લઈ પોતાની પુંજી પોતે જ પૂરી કરી અનંતને માર્ગે ચાલી ગયો હતો. તેનો છોકરો!— આવું ભારે અસત્ય બાળકના માથા પર ઠોકી બેસાડવા જતાં ડોસાનો જીવ પળવાર ધ્રૂજ્યો. તે નિર્મળવંશનો પરિચય,— છટ્ છટ્, એ અમર રહો. પરંતુ બીજી જ પળે એક તૃપ્તિ અને આનંદના ફૂવારાએ, તેના પ્રાણની અંદર, પથ્થરમાં થઈને ફલ્ગુ વહે તેમ વહીને ડોસાને શાંત કર્યો. ભલેને જૂઠું હોય, પણ લોકો બાળકને એનો તો સમજશે ને!

એકદમ ડોસાએ એ શબ્દોનું સમર્થન કરીને કહ્યું : 'હા.'

તે પછી, વખતે વધુ વાતચીતમાં ખરી વાત પકડાઈ જાય એ બીકે તે ઝડપથી દોડીને ભાગી ગયો.

પરંતુ થોડી જ વારમાં બેબાકળા જેમ પાછા આવી એણે કહ્યું : 'વૃંદાવન, અહીં આવ તો જરા.'

બાળપણનો સ્વભાવ છે કે સોબતી મળે તો એને પોતાનું જ માણુસ સમજી છાતીએ વળગાડી રાખવું. પુંટી મળતાં આ બાળકે પણ બરાબર એવું જ કર્યું, વહાલ અને લાડથી એ એની સાથે રમવા લાગી ગયો હતો.

ઓચિંતું મોં ઊંચું કરી એણે કહ્યું : 'કોને બોલાવો છો તમે ?'

ચંચળ આંખે ચોતરફ જોઇને ડોસો બોલ્યો : 'એ ક્યાં છે ?'

બાળક ખડકી તરફ આંગળી ચીંધી બોલ્યો : 'ઘાટ પર ગયાં છે, બોલાવું ?'

ડોસાએ સૂકા અવાજે જવાબ દીધો : 'ના, જરૂર નથી. વારૂ, પણ આટલીજ તારામાં અક્કલ કે, વૃંદાવન ! તું કહે છે કે તારી સાથે મારે કંઈજ સંબંધ નથી — હું તારો દાદુ નથી !'

બાળક મૂઢ વિસ્મયથી ડોસાના મોં સામે જોઈ રહ્યો, પછી બોલ્યો : 'કોણે કહ્યું, હેં ! હું તો કાંઈ બોલ્યો નથી.'

પુંટી પણ જોરથી બાળકના પક્ષને ટેકો આપતી બોલીતી : 'એ ક્યાં કંઇ બોલ્યો છે, દાદુ, એ તો કશું બોલ્યો નથી.'

ડોસાએ નિરાંતનો દમ ખેંચી કહ્યું : 'તું નથી જાણતો ભાઈ, બાળક ખરું ને, એટલે જરા પૂછું છું. હુંજ તારો ખરો દાદુ છું, સમજ્યો ને !'

માથું હલાવી બાળકે તેની વાતમાં હા ભણી

ડોસાએ ફરી કહ્યું : 'તારી માને વૃંદાવનચંદ્ર નામ ખૂબ ગમતું. એથી હું તને વૃંદાવનચંદ્ર નામ દઇને બોલાવીશ, સમજ્યો ? ?

એ આઠ વરસનો બાળક અને પાંચ વરસની બાલિકા પુંટીની સાથે વાતચીત કરતાં વખતે પકડાઈ જવાય એ બીકે ડોસો ઝડપથી ત્યાંથી છટકી ગયો.

જદુ વાગ તેજ વખતે નોકરીના કામે બહાર નીકળતો હતો. ડોસાને જોઈ હાથ ઊંચો કરી પ્રણામ કરી તેણે કહ્યું : 'ક્યાં જાઓ છો, પાલ મ'શાય ?'

ડોસાએ અસ્વસ્થ નયને એની સામે જોઈ, બીજી તરફ મોં ફેરવી લઈ કહ્યું : 'આ તારીજ પાસે આવતો હતો, જદુ. ઘર આખું જંગલ જેવું થઈ ગયું છે, જરા સાફ કરી આપીશ ?'

જદુ હસીને બોલ્યો : 'કેમ નહિ કરી આપું, શેઠજી! મારું તો કામ જ એ છે, આટલા દિવસ બોલાવ્યો હોત, તો એ જંગલ તો શું, જંગલનો બાપ પણ જદુના હાથમાંથી હાય બાપ! કરીને ભાગ્યો હોત!'

એકદમ આવેશપૂર્વક હરદયાળ બોલી ઊઠયો : 'હવે કોણ રહ્યું છે જદુ, કોને વાસ્તે બધું કરું!'

નિઃશ્વાસ નાખી જદુ બોલ્યો : 'વાત તો ખરી, શેઠ, એકાદ છોકરું યે જો હોત તો એને લઈને યે મન ઠરત. પણ આ તો કોઈ જ નહિ!'

એને બોલતો અટકાવી વચમાં જ હરદયાળ બોલી ઊઠયો : 'આજ લગી તો કોઈ નહોતું, એટલે સારું હતું. ગમે ત્યાં હું મારે પડી રહેતો, પછી સાપ કરડી ખાય, કે વાઘ લઈ જાય — મારે તો બધું સરખું હતું. પણ આજે એક પારકા છોકરાને લઈ આવ્યો છું, એની ચિંતા થાય છે!'

આમ બોલી તો નાખ્યું, પણ પછી ડોસો જાણે ખરેખર કોઈ ગુનેહગારની પેઠે આંખો ફાડીને જદુની સામે જિજ્ઞાસુભાવે જોઈ રહ્યો.

જદુ નવાઈ પામી ડોસાની સામે જોઈ બોલ્યો : 'તમારું જે હતું તે તો કોઈ કામ આવ્યું નહિ, ને હવે બીજા કોને લેવા ગયા હતા, શેઠ!'

મનમાં મનમાં ગુસ્સે થઈ હરદયાળ ચીડભર્યા અવાજે બોલ્યો : 'સગાં વહાલાં ભાણેજાં હોય તે કંઈ લોકો ફેંકી દે છે, જદુ? વંશનો એક ગમે તેવો ય ફણગો રહ્યો હોય તો લોકોને દિલમાં હિમ્મત આવે છે.'

કોઈ ભારે મોટો અપરાધ થઈ ગયો છે સમજી જદુ ગભરાઈને તે સુધારી લેવા માટે બોલ્યો : 'એમાં તે વળી કહેવાનું શું? બહુ સરસ કર્યું, શેઠ, એવું જ કરવું જોઈએ.'

એના શબ્દો પ્રત્યે ધ્યાન આપ્યા વગર ભવાં ચડાવી ડોસો બોલ્યો : 'એ રહ્યું, પણ હવે તું આવે છે કે નહિ તે બોલ ને.'

જદુ બોલ્યો : 'આવું જ છું તો, શેઠ, તમે બોલાવવા આવ્યા છો, ને હું નહિ આવું? પણ જરા નોકરી રહી ખરી ને, એટલે, ટાઢે પહોર આવું તો નહિ ચાલે?'

હરદયાળ રોષે ભરાઇને બોલ્યો : 'બેટાઓ હજી એવા ને એવા રહ્યા. સીધેસીધું કામ આપવા આવીએ તો બસ, કરવાના જ નહિ. મારું યે મુંઉં મોત આવું છે. પણ આ છોકરાની ચિંતા થાય છે. નહિ તો વગડો કે મહેલ બધું મારે તો સરખું છે. ફાવે ત્યાં પડી રહેત ને મરી જાત. તું ન આવે તો રહ્યો. જોઉં. હવે કેનો આવે તો.'

ગભરાઇને જદુ બોલ્યો : 'ગુસ્સો ન કરશો, શેઠજી, ચાલો, આવું છું. એ લોકોને ઘેર વળી સાંજે જઇશ. તમારી વાત કેમ પાછી ઠેલાય? ચાલો.'

આંગણું પરસાળ વગેરે સાફ કરી જદુ ચાલ્યો ગયો. પછી ડોસાએ થોડો વખત મૂંગા મૂંગા બેસી રહી બેધ્યાનપણે કંઈ વિચાર કર્યો. ત્યાર પછી એ ધીરે ધીરે ઊઠીને બારણાની બહાર ગયો. એકાએક સેંકડો સ્મૃતિઓ એકસામટી જાગીને એને મર્મમાં આઘાત કરવા લાગી. થોડીવાર તે જડવત ઊભો રહ્યો, પછી તેણે પોતાના મનની સાથે મૂંગાં મૂગાં દારૂણ યુદ્ધ ખેલી લીધું.

પછી તેણે ઘરની વેરણખેરણ દશા અને ચારે કોરની સાત પેઢીની ધૂળના ઢગલા ભણી નજર કરી; પોતાના દિલનો પહાડ તેણે નિશ્વાસમાં બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો, પણ બન્યું નહિ. પછી ઉઘાડું ઘર ઉઘાડું જ રાખી, દોડતો દોડતો ડોસો પુંટીની માને ઘેર આવી ઊભો, ને બૂમ પાડી : 'એ પુંટી, તારી માને કહે, એકદમ જઇને

ઘર બાર જરા સાફસાફ કરી રાખે; હું બજારમાં જાઉં છું. અત્યારે તો ન બન્યું, પણ સાંજે જે કંઈ થાય તે કાચું પાકું શેકી ખાઇએ. પારકાના છોકરાને ખાંધે લેવાનું કંઇ સહેલું નથી. બાવરા થઈને દોડી મરવું પડે છે. મેં કેમ આ પીડા માથે લીધી, ભગવાન જાણે!'

પુંટીની મા બહાર આવીને બોલી: 'રસોઇ તો મેં કરી રાખી છે, બાબા! તેલ ચોળી જરા ડૂબકી મારી આવોને, છોકરો તો ખાઇને બેઠો છે.'

ડોસો સ્તબ્ધ બની પળવાર ઊભો રહીને બોલ્યો: 'પોતાનું ગજું વિચારીને તું કામ નથી કરતી, મા, પછી લાવીશ ક્યાંથી!'

પુંટીની મા હસીને બોલી: 'જેણે મોકલ્યાં છે, બાબા, તે જ પૂરું કરશે. મલ્લિકની ઘરવાળીએ આજે બોલાવીને સીધું આપ્યું હતું.'

ડોસો ગભરાઈ બોલ્યો: 'છેવટે ભીખ પણ માગી! શેતાન, શેતાન! બહુ મળવાનું કરવાનું રાખીશ નહિ. છેવટે કંઈ અલાબલામાં સપડાઈ મરીશ!'

બોલ્યો તો ખરો, પણ પછી ચપળ નયને બાળકના ખેદયુક્ત વદન ભણી જોતાં જ ડોસો ઉતાવળે પગલે ત્યાંથી નાસી છૂટયો. જતાં જતાં ઝટપટ બોલતો ગયો: 'જોયું કેવી ભૂલ કરી તે! બળ્યા મનને લગીરે સાન છે! બારણું ઉઘાડી ખુલ્લું મેલીને આવ્યો છું એ યાદે ન રહ્યું!'

: ૩ :

ખૂબ વિચાર કર્યા પછી હરદયાળ પાલે, વૃંદાવનની સાથે જ પોતે પણ હવિષ્ય* જવાનો ઠરાવ કર્યો. હિંદુનું ઘર કહેવાય, મરેલી માનું સૂતક ન પાળે તો કેમ ચાલે ?

આ તરફ છોકરાને એકલો હવિષ્ય કરતો જોઈ લોકોના મનમાં શંકા પણ જાગે, એ પણ એક મોટો ભય હતો. એથી સૌની આંખમાં ધૂળ નાખવા ડોસાએ આમ વિચાર કર્યો હતો. પુંટીની મા થાકમણિએ, પરંતુ, આ બાબતમાં ભયંકર વિરોધ કર્યો.

એને હરાવી ન શકવાથી ડોસો હસીને બોલ્યો : 'કહે છે કે મા, આ બહુ પવિત્ર માસ છે. વળી કદી એવો અવસર મળ્યો નથી, તો આવો સરસ યોગાયોગ હાથમાં આવેલો શું કરવા જવા દઉં ?'

થાકમણિએ કંઈ સાંભળ્યું નહિ. તે બોલી : 'તમારે કરવું હોય તો કરો, પણ વૃંદાવન હજી દૂધમલ બાળક છે, એને શું કરવા વચમાં ખેંચો છો ? એને તે આ ઉંમરે ખાઈ પીને ખેલવાનો વખત છે કે સુકવેલો ભાત અને દાળના લોટના લોંદા ખાઈ પુણ્ય કરવાનો વખત છે ! આવું પુણ્ય ન મળે તો રહ્યું !'

---

* તડકે સુકવેલા ભાતની સાથે થોડું શાકપાંદડું અને ઘી.

હસતો હોય તેવું મુખ કરી ડોસાએ તેને સમજાવતાં કહ્યું: ‘પહેલાં દેવને ધરાવીને પછી એને દઈશ. દેવનો પ્રસાદ અમૃત, એમાં તો તને વાંધો નથીને!’

છણકો કરી થાકમણિ બોલી: ‘તમારું અમૃત તમે જ ખાજો, બાપુ! હું તો એને ખવાતું હશે એ બધું યે ખવડાવીશ. બચ્ચાનું શરીર, એ કેવી રીતે સહન કરે?’

ડોસો દાંત ભચરડી બોલ્યો: ‘સમજ્યો, ભાઈ સમજ્યો. માત્ર પોતાનું ધાર્યું કરવાની વાત છે. પણ એ નહિ ચાલે, હું કહું તેમ કરવું પડશે.’

આ શબ્દોથી વ્યથિત થઈ થાકમણિ એકદમ ત્યાંથી જતી રહી. જતી વખતે મનમાં મનમાં બોલતી ગઈ: ‘મારે તે મરવા જોઈએ આ! જેનું સગું છે, એ ભોગવશે માંદો પડશે તો, મારે આટલી પેટ પીડ શું કરવા જોઈએ?’

પરંતુ આખો દિવસ મથી તોયે એ ‘શું કરવા’નો કંઈ યોગ્ય જવાબ એને જડયો નહિ. તે મનમાં મનમાં ખૂબ બહાવરી બની ગઈ. સાંજ સમે કંઈ દૂધની જોગવાઈ કરી વૃંદાવનને ખૂણે બોલાવી તે ખવડાવવા આવી, ત્યારે ડોસાની તીક્ષ્ણ દૃષ્ટિથી એની આ ચોરી છૂપી રહી નહિ. પકડાઈ જાય તો શરમાવું પડે એ બીકે એ એકદમ બાજુએ થઈ છટકી જવાનું કરતી હતી, ત્યાં તો એ જ પળે ડોસાના ગંભીર કંઠમાંથી બૂમ સંભળાઈ: ‘જરા મારું કહેવું સાંભળતી જા.’

પરસેવો વળી ગયેલા શરીરે પુંટીની મા ધીમે ધીમે આગળ આવી — નિર્દય ન્યાયાધીશની આગળ ગુનેહગાર ઊભો રહે તેમ તે ઊભી રહી. ડોસાએ કમરેથી ચાવીઓનો ગૂમછો કાઢી તેની તરફ ફેંકી કહ્યું: ‘પેલા નાના દાબડામાં ચાર રૂપિયા છે, લઈ આવ.’

થાકમણિ હાલી ચાલી નહિ, માથું નીચું ઢાળી એ મૂંગી બનીને ઊભી રહી.

રોષે ભરાઈને ડોસો બોલ્યો : 'દૂધ લઈ આવી છે, ને પૈસા લેવા નથી, આટલો બધો ઉપકાર મારે નથી જોઈતો. લોકોને કામ વેળા માત્ર હરદયાલ યાદ આવે છે. કેમ ?

હોઠમાંથી તીવ્ર અવાજ નીકળવાની તૈયારીમાં હતો – 'આટલા દિવસથી એ ગયા છે, ક્યાં, કોઈ દહાડો યે તમારે બારણે હાથ લાંબો કરવા આવી છું ?'

પરંતુ દાંત દાબી દાબી થાકમણિએ એ શબ્દો અટકાવી દીધા, તે બેધ્યાનપણે પગના અંગૂઠા વતી માત્ર ભોંય ખોતરવા લાગી. ડોસાની સામે તેણે પળવાર જ્વલંત દૃષ્ટિએ જોયું, પછી ધીમે ધીમે તે ત્યાંથી જતી રહી.

ડોસો ગેરહાજર વૃંદાવનને ઉદ્દેશીને બોલ્યો : 'જોઈને વન્દા, તારી માસીની કીર્તિ ! પૈસા આપું તોયે જરા અમથું દૂધ એનાથી નહિ રખાય, આ દુઃખ છે.'

તો પણ પાછા ફરવાની થાકમણિની જરાયે વૃત્તિ નથી એમ જોઈ, ડોસો એકદમ દોડતો જઈ તેના પગ આગળ માથું પછાડતો પછાડતો બોલ્યો : 'મા ઠાકુરનના સમ છે ! છોકરા ઉપર જરા કૃપા-દૃષ્ટિથી જો. તું શું મા નથી ? મા થઈને આવડા અમથા છોકરા પર શું સમજીને ગુસ્સો કરે છે કહે ? બાકી આટલી પછાડો ખાધા પછી મારા મગજનું તે કાંઈ ઠેકાણું છે !'

એક અખૂટ શ્રાવણનો ધોધમાર પ્રવાહ બંનેના ગાલ ઉપર થઈને વહેવા લાગ્યો. થાકમણિ હવે આગળ વધી શકી નહિ. એકદમ પાલવ વડે આંખો લૂછી નાખી તે ઘરમાંથી પેલો દાબડો બહાર લઈ આવી, અને ધીરેથી તે ડોસાની આગળ મૂકી દઈ બોલ્યા વગર હાથ લાંબો કર્યો.

ડોસો મોં બગાડી બોલ્યો : 'આટલું કર્યું એટલે પતી ગયું કેમ ? મને બહુ આંખે દેખાય ખરું ને, જરા ઉઘાડી તો દે.'

દાબડો ખેંચી લઈ પુંટીની માએ, હવે જાતે જ ચાવી લગાડી. ચાર રૂપિયા દાબડામાંથો બહાર કાઢી, ધબાક કરીને તેણે દાબડો બંધ કરી દીધો. હો હો કરી હસી પડીને ડોસો બોલી ઊઠ્યો : ‘ ગુસ્સામાં તારો પાલવનો છેડો દાબડામા બંધ થઈ ગયો એનું યે તને ભાને નથી! ’

જરા વંકી નજરે થાકમણિ જોઈ રહી. ખરેખર તેના પાલવનો એક છેડો દાબડો બંધ કરતાં અંદર દબાઈ ગયો હતો. ઝટપટ તે ઠીક કરી લઈ દાબડો ઘરમાં મૂકી આવી તે ઝડપભેર ઘરમાંથી બહાર નીકળી ગઈ. ભૂલથી ચાવીઓનો ઝુમખો એની જ પાસે રહી ગયો તે એને યાદ આવ્યું નહિ, ડોસા હરદયાળે પણ એ યાદ કરાવવાની જરૂર ન જોઈ. પોતાના મનમાં એ જરા હસ્યો એટલું જ.

બે દિવસ પછી, એક દિવસ સાંજ પડવાના સમયે, મોટા પુકુરની પાળે થઈને આવતાં આવતાં હરદયાળે જેયું તો વૃંદાવન એક ચિત્તે માછલાં મારતો હતો. પાળ ઉપર થોડે દૂર બેસીને પુંટી મોં ફાડીને વૃંદાવનને માછલાં પકડતો જોઈ રહી હતી. એ જોઈ ડોસાને યાદ આવ્યું કે વૃંદાવન કેટલાક દિવસ થયાં છોકરાં ભેગાં કરી બૂમાબૂમ કરતો હતો ખરો. વળી પેલે દિવસે તે હઠ કરી ડોસાની પાસેથી થોડાક પૈસા પણ લઈ ગયો હતો. એ પૈસામાંથી એણે દોરી ને માછલાં પકડવાની લાકડી ખરીદી હોવી જોઈએ એવું એણે અનુમાન કર્યું.

જોત જોતામાં બાળકે માછલી પકડી. ડોસો એકદમ એની પાસે પહોંચી જઈ બોલ્યો : ‘ આવું તે થાય ભાઈ, છોડી દે.’

વૃંદાવન સામો જીદ કરી બોલ્યો : ‘ હં, મેં કેટલી મહેનતે પકડી છે ! ’

ડોસો હસીને બોલ્યો : ‘ ભલે, છોડી ન દે, તો તારી વહુને આપ.’

છોકરો ખૂબ જોરથી માથું હલાવી બોલ્યો : ‘ હં, આપીશ જ તો ! ખાતી વખતે બધાંયે વહુ થવા આવે છે. આ માછલી તો હું ખાવાનો.’

ડોસો ધીમેથી ઠપકો દેતો બોલ્યો : ‘છિ, આ મહિનામાં આવું ખવાય ?’

મોં બગાડી છોકરો બોલ્યો : ‘માત્ર પીસેલી દાળ ને કાચાં કેળાં ભાતમાં નાખીને ખવાય, ખરુંને !’

ડોસો નિઃશ્વાસ નાખી મનમાં મનમાં બોલ્યો : ‘ખરું.’

પરંતુ મોં ખોલી એવી સહાનુભૂતિનાં વેણ બોલવાં પાલવે તેમ નથી. હિંદુ ધર્મની નિષ્ઠુરતાએ એના દિલમાં ખૂબ ઊંડો ઘા કર્યો. તે નિઃશ્વાસ નાખી બોલ્યો : ‘હું દૂધની રબડી લાવીને તને ખવડાવીશ, દાદુ, છોડી દે.’

છોકરો જોરથી માથું ધુણાવી બોલ્યો : ‘ના.’

ડોસાને ઘડીક મનમાં થઈ ગયું : ‘જવા દે, બળ્યું. નાનું બાળક છે — ત્યાગનો, બ્રહ્મચર્યનો મર્મ એ શું સમજે ?’ બીજી જ ક્ષણે એથી ઊલટો વિચાર ખડો થઈ ગયો, એને યાદ આવ્યું કે આ તો શાસ્ત્રની અવગણના કરી વૃંદાવનના નિરંકુશ જીવનને ઉત્તેજન આપવા જેવું થાય છે.

આ બંને વિચારોના દ્વન્દ્વમાં તેને કંઈ ઉકેલ જડ્યો નહિ. તે બોલ્યો : ‘શી રીતે તું ખાઈશ, દાદુ, મારી તપેલીમાં એ નાખવા નહિ દઉં !’

આડી નજરે ડોસાના મોં સામે જોઈ છોકરો બોલ્યો : ‘હું શેકીને ખાઈશ.’

કંઈ ઉપાય ન જડવાથી ડોસો ચોતરફ જોઈ કાતર કંઠે બોલ્યો : ‘હું નહિ ખાઉં, તું એકલો ખાઈશ, દાદુ ?’

બાળક લોલુપ નજરે માછલી તરફ જોઈ રહી બોલ્યો : ‘તમે ન ખાઓ તેનું હું શું કરું ? ખાઓ તો ખવાય.’

ડોસો હસીને બોલ્યો : 'એક માછલીમાં બે જણનું કેમ પૂરું થવાનું ? એ ફેંકી દે. દશેક દિવસ પછી તને બજારમાંથી સરસ લાકડી વગેરે આણી આપીશ, પછી મોટાં મોટાં માછલાં પકડી મને ખવડાવજે.'

બાળક ખુશ થઈને બોલ્યો : 'આણી આપશો ?'

ડોસો વ્યાકુળતા અને ભારપૂર્વક બોલ્યો : 'ચોક્કસ. પણ એટલા દિવસ માછલાં પકડવાનાં નહિ.'

હાથમાંની માછલી પાણીમાં ફેંકી દઈ મોજાં ઉછાળતો ઉછાળતો છોકરો બોલ્યો : 'જા, આજે તને છોડી દઉં છું. મોટી થઈને મારી જાળમાં આવજે. હું ખાઈશ, દાદુ ખાશે ને પુંટી ખાશે.'

પરંતુ, સૂતક - ઉતારના આગલે દિવસે ડોસાની ચિંતા સૌના કરતાં વધી ગઈ. હવે કયા બહાને વૃંદાવનના નખ ને વાળ ઉતરાવવા ? બહુ બહુ વિચાર કરવા છતાં કંઈ ઉપાય જડયો નહિ. રાતે ડોસાને બિલકુલ ઊંઘ પણ ન આવી.

સવારના પહોરમાં વૃંદાવને જાગીને જોયું તો ડોસો હજી યે દીવો સળગતો રાખી જાગતો બેઠો હતો. પથારીમાં બેઠા થઈ મૂઠીઓ વાળેલા હાથ વડે આંખો ચોળતો ચોળતો વૃંદાવન બોલ્યો : 'ઊંઘ્યા નહિ, દાદુ, આખી રાત જાગરણ કર્યું ?'

ડોસો રુક્ષ સ્વરે બોલ્યો : 'શી રીતે ઊંઘું, કહે, તારી બળતરામાં કંઈ મને ઊંઘવાનો વખત છે !'

આભો બની તેમના મોં સામે જોઈ રહી છોકરો બોલ્યો : 'મેં એવું શું કર્યું છે દાદુ, ડાહ્યો થઈને હું તો સૂઈ ગયો હતો ! આ જુઓને, ઓશિકું યે જ્યાં હતું ત્યાંનું ત્યાં છે.'

ડોસો હસીને બોલ્યો : 'તારા માથામાં ખૂબ જૂઓ થઈ છે, ભાઈ કાલે ખૂબ ચોળી કરીને પછી વાળ કપાવી દઈશ. નહિ તો પછી ખૂબ હેરાન થવું પડશે.'

દૃઢ વિશ્વાસથી ડોસાના મોં સામે જોઈ છોકરો બોલ્યો: 'ખરેખર? પણ મને કેમ એની ખબર નથી પડતી, કહો જોઉં!'

આ સરળ શબ્દોનો ઉત્તર દેવા ડોસાને માથું ખંજવાળવું પડ્યું. થોડી વાર વિચાર કરી હસીને તે બોલ્યો: 'પોતાના માથામાં હોય તે કંઈ ખબર પડે, એ તો પાળેલી થઈ જાય ને!'

બાળક જ્ઞાનીની પેઠે માથું હલાવી બોલ્યો: 'એ, એટલે કરડતી નથી, ખરું ને, હં? તો તો તમારે પણ વાળ કપાવવા પડશે દાદુ, નહિ તો તમારા માથાની જૂઓ પાછી આવીને મારા માથામાં ઘર બાંધશે.'

નિરાંતનો દમ ખેંચી ડોસો બોલ્યો: 'ખરું કહ્યું, દાદુ, આપણે બંને જણ સાથે જ વાળ કપાવીશું. પછી થોડા કંઈક મંતર બોલી બામણને જરા દક્ષિણા આપીશું, એટલે પછી એ નહિ આવે.'

બાળક બોલ્યો: 'મંતર તમે ભણજો, દાદુ, મને નહિ આવડે.'

ડોસો બોલ્યો: 'એમ કરીશું, ભાઈ, એમ કરીશું.'

તેણે મનમાં વિચાર્યું કે પ્રતિનિધિ દ્વારા જો કામ થતું હોય તો લોકોને જણાવવાની જરૂર શી છે?

વાત એક રીતે ઠીક પાકી કરીને ડોસાએ નિશ્ચિંત મને શય્યા ત્યાગ કર્યો.

: ૪ :

માએ છોકરીને બોલાવીને પૂછ્યું : ' ખીરનું શું થયું, પુંટી ?'

છોકરીએ જવાબ દીધો : ' મેં ખાધી છે, મા.'

નવાઈ પામી, મૂઢની જેમ દીકરીના મોં સામે જોઈ માએ કહ્યું : ' શું કહે છે, ક્યારે ખાધી ?'

ભોળી બાળિકાએ સરળ ભાવે જ ઉત્તર દીધો : ' તું લૂગડાં ધોવા–'

સામે પડેલું વેલણુ ઉપાડી માએ ધડાક કરીને છોકરીની પીઠ પર એનો એક ઘા કર્યો. પછી એની ગરદન ઝાલી હલાવતી હલાવતી બોલી : ' અભાગી — બળ્યા મોંની, આવ, તારી લૂલી પર ડામ દઈ દઉં...આ ! તું ભૂખે મરી જાય છે, ખરુંને !'

આ નહિ ધારેલી સજા થવાથી, છોકરી રડવાનો વખત ન મળવાથી, આભી બની આંખો ચોળતી ચોળતી બોલી : ' અં...મને આપી, પછી ! હું શું કરું !'

એક વજ્ર મૂઠી ચોડી દઈ માતા બોલી : ' બોલ — આગળ બોલ, કોણે આપી તને ?'

ક્યાંકથી દોડી આવી વૃંદાવન છોકરીની આગળ આવી બોલ્યો : ‘એને મારશો નહિ, એ ખાવાની ના કહેતી હતી, મેં ખવડાવી છે.’

થાકમણિની સજા કરવાની વૃત્તિ તે વખતે ધૈ ખૂબ જોરમાં હતી. ધમકી દઈ તે બોલી: ‘હં, તેં ખવડાવી છે! એ સવાદિયણની જીભ ખેંચી કાઢીશ ત્યારે છોડીશ.’

વૃંદાવનની પાછળ છુપાવાનો મિથ્યા પ્રયત્ન કરતી છોકરી બોલી : ‘હું મરું મા, મેં જાતે નથી ખાધી, મને એણે આપી હતી.’

છોકરીને પાછળ રાખી સામી બાજુએ ઊભો રહી છોકરો બોલ્યો: ‘સાચું કહું છું મેં આપી હતી, એણે જાતે નથી ખાધી.’

છોકરાના આગ્રહ આગળ હારી જઈ થાકમણિ બોલી : ‘કેમ આપી?’

બાળક, ચમકતી આંખો તેના મોં ઉપર સ્થિર કરી બોલ્યો: ‘વાહ, ન આપું? એ મારી વહુ છે! હસો છો કેમ, પૂછો એને,—એ જ કહેશે.’

ધીમું હસીને મા ઘરકામે ચાલી ગઈ.

જતાં પહેલાં તેણે છોકરાને કહ્યું: ‘એ ભલે, પણ આજે આપ્યું તે આપ્યું, ફરી આપીશ નહિ.’

છોકરો આગ્રહ કરી બોલ્યો: ‘ચાલ પુંટી, માછલાં પકડવા જઈએ.’

પીઠ પર હાથ ફેરવતી ફેરવતી છોકરી બોલી: ‘ના—જા, તું બહુ ખરાબ છે!’

છોકરો છોકરીનો હાથ પકડી દીલાસો દેતો બોલ્યો: “મને શી ખબર કે તને મા મારશે. તો આગળથી આવીને કહી જાત. બહુ ક્યાં વાગ્યું છે, અને બીજા કોઈએ તો નથી મારીને!’

વિરોધ કરી મોં બગાડી છોકરી બોલી: ‘હં, નથી વાગ્યું: બરડામાં જરા જો તો ખરો.’

છોકરો જોઈને ધ્રૂજી ઊઠ્યોઃ પછી સામે પડેલું વેલણ ઉપાડી લઈ બોલ્યોઃ 'લે, તું યે મને માર, એટલે એનો બદલો વળી જશે.'

એના હાથમાંથી વેલણ ખૂંચવી લઈ છોકરીએ તે ભાંગી નાખ્યું. પછી બે ય ટુકડા દૂર ફેંકી દઈ તે મોં ચડાવી ઊભી રહી.

છોકરાએ અશ્રુભર્યા અવાજે કહ્યું: 'તે હું શું કરું, કહે! ચાલ, તેલ ચોળી દઉં.'

છોકરી મોં ઢાંકી દઈ બોલીઃ 'જા, મારે કોઈની પાસે ચાકરી કરાવવી નથી.'

એકાએક ચારપાઈ પર માથું કૂટતો કૂટતો વૃંદાવન બોલ્યોઃ 'તો આ લે – આ લે – આ લે. આવી ખસ મને અડકીશ નહિ, હું આમ જ મારો જીવ તને કાઢી આપીશ. હું તારું કોણ કે તું મારું માને, તું મારી પાસે ચાકરી કરાવે!'

છોકરી હાસ્યથી ચમકતા મોઢે એને ઝડપથી પાછો ખેંચી લઈ બોલી: 'છિઃ આ શું કરે છે! મને જરાયે વાગ્યું નથી, મશ્કરી યે સમજતો નથી!'

છોકરો વ્યથા ભર્યા કંઠે બોલ્યોઃ 'ના, નથી વાગ્યું! અમથા સોળ ઉઠ્યા છે, કેમ?'

છોકરી તેનો હાથ ધીમેથી દબાવતાં દબાવતાં બોલી: 'ખરેખર, મને જરીયે નથી વાગ્યું. શરીર જ એવું છે, કે જરાજરામાં સૂઝી આવે છે. વારુ, તેલ ચોળી આપવાનું કહેતો હતો, તે ચોળી આપને!'

બાજુની ભીંત પર લટકતી શીશીમાંથી થોડુંક તેલ હાથમાં નિતારી લઈ, છોકરો કાળજીપૂર્વક છોકરીને બરડામાં ચોળવા લાગ્યો. થોડીવાર શાન્ત રહી, છોકરી ઓચિંતી ઠેકડો મારી ઊભી થઈ ગઈ. બોલી: 'થયું, ક્યાં જવાનું કહેતો હતો તું, ચાલને!'

વિષાદનાં વાદળ વિખરાઈ જવાથી છોકરાના મોં પર ને આંખો પર હાસ્યનાં મોજાં ફરી વળ્યાં.

ઉત્સાહભર્યા અવાજે એ બોલ્યોઃ 'માછલાં પકડવા. જરા રહે, તને વાગ્યું છે.'

છોકરી બોલીઃ 'એ તો મટી ગયું, ચાલ. દાદુ વઢશે નહિ, પણ?'

છોકરો પ્રફુલ્લ અવાજે બોલ્યોઃ 'હટ્, વઢવાના કેવા! પોતે જ તો દોરી લાકડી બધું આણી આપ્યું છે, ચાલ બતાવું.'

પહેલી જાળ ફેંકતાં છોકરાએ છોકરીની સામે જોઈ કહ્યુંઃ 'પહેલી માછલી કોણ ખાશે, પુંટી?'

પુંટી હસીને બોલીઃ 'તું!'

છોકરાએ આગ્રહ પૂર્વક કહ્યુંઃ 'એવું તે બને? તું નહિ ખાય? તું મારી વહુ છે.'

જરા શરમભરી નજરે એના મોં ભણી જોઈ પુંટી બોલીઃ 'હં, એમ તે કંઈ ખવાય! હું તો સ્ત્રી જાત, પહેલાં વરને ખવડાવી, પછી અમારે તો ખાવાનું હોય.'

ડોસો હરદયાળ આ વખતે પરગામથી એ જ રસ્તે થઈને ઘેર આવતો હતો. છોકરાછોકરીને તળાવને કાંઠે બેઠેલાં જોઈ હસતો હસતો તે તેમની પાસે આવી બોલ્યોઃ 'કેમ રે, વરવહુને શી વાતો ચાલી રહી છે?'

છોકરો ગંભીર અવાજે બોલ્યોઃ 'આને વહુ નહિ કરું, દાદુ.'

છોકરી હોઠ ફુલાવી બોલીઃ 'હં, નહિ કેમ કરે, તારે વાસ્તે તો મેં માર ખાધો છે!'

ડોસો હસીને બોલ્યો: 'શાનો કજિયો છે, દાદુ !'

છોકરો આંખમાં ઝળઝળિયાં લાવી મોં ફેરવી બોલ્યો : 'પહેલી માછલી ખાવાની એ ના કેમ કહે છે ?'

છોકરી અનુભવી ગૃહિણીની અદાથી હાથ ઉલાળતી બોલી : 'એ કંઈ ખવાય, દાદુ ? તમે ય કેમ કંઈ બોલતા નથી ! વર પહેલો કે વહુ ?'

છોકરો ગુસ્સે થઈ લાકડી ઠોકતો બોલ્યો : 'તો હું માછલી પકડવાનો જ નથી.'

ગભરાઈને ડોસો બોલ્યો : 'ગુસ્સે શું કામ થાય છે, દાદુ ! માછલી કાપી બે કકડા કરી દઈશ, તમે બે ય જણ ખાજો. પહેલાં પકડ તો ખરો.'

છોકરો ઉત્સાહમાં આવી કૂદકો મારી બોલ્યો : 'નહિ પકડી શકું એમ તમે માનો છો શું ? અચ્છા, તો જોજો — ઓહ, જુઓ જુઓ દાદુ, સડસડ કરતી દોરી ખેંચાય છે. ચોક્કસ મોટો માછલો છે. તમારે યે ભાગ પડાવવો પડશે પણ.'

ઉત્સાહભર્યા અવાજે ડોસો બોલ્યો : 'ઢીલ મૂક, વિન્દા, હજી ઢીલ મૂક. બસ, થયું. લે, હવે ખેંચી લે, ખૂબ મોટી માછલી પકડાઈ લાગે છે.'

છોકરો ખભા ચડાવી બોલ્યો : 'જવાબ તો આપતા નથી, દાદુ ! તો હું નથી પકડવાનો માછલી. પાણીની માછલી પાણીમાં રહી, હું જાઉં છું.'

ડોસો હો હો શબ્દ કરી હસીને પાસે આવી બોલ્યો : 'કેવો છોકરવાદ કરે છે ! હમણાં માછલું છટકી જતું હતું.'

છોકરો ડોક ધુણાવી ગુમાનભેર બોલ્યો : 'તો ખાશો ને ?'

ડોસો હસતે મોઢે બોલ્યો : 'તારી બળતરામાં શું હું આ વરડે-ઘડપણ ધર્મ કર્મ ખોઉં, વિન્દા ? જો, જો, કેવી મોટી માછલી છે ! વરવહુ ખાશો તો યે પૂરી થવાની નથી.'

છોકરો આંખનાં આંસુ હાથવડે લૂછીને બોલ્યો : 'કોણ ખાવાનું ત્યારે ! અમે પણ ધર્મકર્મ ડુબાડીએ શા દુ:ખે !'

ગાલ ભરી હસીને ડોસો બોલ્યો : 'ઉંમર પણ તારી ક્યાં ઓછી છે ! આજે ધર્મકર્મ નહિ કરે તો પછી ક્યારે કરીશ !'

છોકરીનો હાથ પકડી તેને ખેંચીને લઈ જતાં જતાં છોકરો બોલ્યો : 'મારે કોઈનું કામ નથી. તમે પણ જાઓ. તમારી માછલી હું નથી ખાવાનો, તમારે ઘેર હું નથી આવવાનો — તમારી સાથે હું વાત પણ નથી કરવાનો.'

થોડીવાર મૂઢ હતબુદ્ધિની પેઠે ઊભો રહી ડોસો બોલ્યો : 'પાછો આવ વિન્દા, આ તારી માસીને આપજે, એ તને જરા સારી રીતે રાંધી આપશે.'

છોકરો ગંભીર ચહેરે પાછો ફરી ઊભો રહી બોલ્યો : 'તમે ખાશો ને ? હું નથી લેવાનો, — કેમે નથી લેવાનો.'

ડોસો નિઃશ્વાસ નાખી બોલ્યો : 'જા, ખાઈશ.'

માછલી જોઈ ખૂશ થઈ પુંટીની મા બોલી : 'ખૂબ સરસ માછલી છે ! પણ ખાવાનું કોણ ? તું તો ભાણામાં યે નહિ લે, બાબા, એકલી આ છોકરી — મહોલ્લામાં વહેંચી આવ જા, પાંચ જણ ખાશે તો મહેનત બર આવશે. ખાલી એ ઘરમાં રાખવાથી શો લાભ છે !'

બમણા ઉત્સાહથી છોકરો બોલ્યો : 'દાદુએ ખાવાનું કહ્યું છે. સરસ રાંધજે, ખરાબ ન થાય હોં. રહો, હું સીધું લઈ આવું.'

જવાનું કરતા છોકરાનો હાથ પકડી લઈ ચાકમણિ બોલી: 'સીધાની ક્યાં ખોટ છે, ગાંડા, ઘરમાં ખૂબ ભર્યું છે. તે ખાવાના છે, કે પછી ખાલી મશ્કરી કરતા હતા!'

વૃદ્ધ હરદયાળે હસતાં હસતાં ઘરમાં પ્રવેશ કર્યો ને કહ્યું: 'બિલકુલ મશ્કરી નથી, મા. મારા લીધેલા નિયમો આ છોકરાએ તોડાવવાનો ઠરાવ કર્યો છે. માત્ર મને જ એકલાને શા માટે, દાદુ, ફળિયામાં સૌને ઘેર કહી આવ. આવતી વખતે — ચાલ, હું જ જાઉં છું. સરસ રાંધજે, મા. હા! કેટલા વખતથી આવું બધું ખાધું નથી, મોઢું એવું કદરૂપું થઈ ગયું છે! આજે તારા હાથનું ખાઈ જોઉં, જો કંઈ સુધારી શકાય તો.'

: ૫ :

ત્યાર પછી આઠ વસંત પછીની વાત છે. સૂકી માટીમાં અમૃતજળનો છંટકાવ થતાં, નવા અંકુરોમાંથી ઝરેલાં ફૂલોએ સુદ્ધાં આઠ આઠ આહ્વાન, અને વિસર્જનનું ગીત ગાઈ લીધું છે, ને ફરી નૂતન સ્વભાવ ધરવા માંડ્યો છે. આ દરમિયાન જગતમાં કેટલું અનિવાર્ય પરિવર્તન થઈ ગયું છે એનો આંક કોણ જાણે છે!

આપણો વૃંદાવન અત્યારે કલકત્તામાં છે. ગામની નિશાળમાં કેટલાંક વર્ષ પસાર કરી, સ્મરણશક્તિના ફળરૂપે છાત્રવૃત્તિનું જયપત્ર સંપાદન કર્યા પછી, તે ભણવાના ધેનમાં ગાંડો બની ડોસાનો અતિ આગ્રહ પાછો ઠેલીને શહેરમાં ચાલ્યો આવ્યો હતો. માસ્તર સાહેબોના ટોળાએ, ખ્યાતિનો પહાડ ઊભો કરીને, ડોસાને, વૃંદાવનના ઉચ્ચ પ્રગતિના માર્ગમાં વિઘ્ન નાખવા માટે કંઈ કંઈ સંભળાવી, કાયર કાયર કરી નાખ્યો હતો. એટલે બહુ વિચાર કર્યા પછી છેવટે હરદયાળને તેમના મતની સાથે મળતા થવું પડ્યું હતું.

વરસમાં સર અવસરે, વાર તહેવારના દિવસે તેના આવવાની વાટ જોઈને કેટલા જીવ આતુર થઈને દિવસો ગણ્યા કરે છે તેની વૃંદાવનને ખબર હતી! અને જાણતો હતો તેથી જ, રજાના દિવસો

શહેરમાં કાઢવાનું એને ભારરૂપ લાગતું. તેથી નવી થયેલી રેલગાડીનો લાભ ઉઠાવી, સરળ સ્નેહભર્યાં માણસોની પાસે દોડી જઈ એ સંતોષ અને આનંદનો દમ ખેંચતો. એનો ભાવ જોઈ સૌને થતું, કે વૃંદાવન હવે કલકત્તા પાછો નહિ જાય. પરંતુ રજાના દિવસો પૂરા થતાંની સાથે જ એ બહુરૂપી છોકરો નિર્વિકાર ચિત્તે જ્યારે ગાંસડાપોટલાં બાંધવા લાગી જતો, ત્યારે પોતાનો ભ્રમ દૂર થઈ જતાં, આંખો લૂછતાં લૂછતાં તેઓ કાતરકંઠે પૂછતાં: 'તું તે કેવો છે વિન્દા, અમને છોડીને જતાં તને જરા યે લાગતું નથી!'

ઉપહાસનાં મોજાં ઉછાળતો વૃંદાવન જવાબ દેતો: 'એથી કંઈ ઘરકૂકડી થઈ બેસી રહેવું મને નહિ પાલવે, બાપુ. મારી તો સાફ વાત છે. આ આવું છું એ જ શું ઓછું છે!'

મીઠા સ્વભાવને લીધે, કલકત્તામાં તેના મિત્રોનું મંડળ એક તરફ જેમ વધતું ગયું હતું, તેમ બીજી તરફ એકાંતપ્રિયતા અને સોબત પ્રત્યેની નિઃસ્પૃહતાના દોષે કરીને, તેનું એકાંતિયું જીવન એકલવાયું બની ગયું હતું.

ઘણી ઘણી કોશીશો કરવા છતાંયે તેની સાથે હળીભળી ન શકવાથી મિત્રો કહેતા: 'તમને અમે ઓળખી નથી શકયા, વૃંદાવન બાબુ. લોકોનાં દુઃખસંકટમાં એકના દશ થઈને દોડો છો, પરંતુ બીજે વખતે તો જાણે ઝેરી દાત બહાર કાઢી ડંખવા ધસો છો. આટલા દિવસ થયા, તોયે અમે તમને ઓળખી ન શકયા, તમે તે કેવા છો, ખૂબ સરળ કે પછી ખૂબ વક્ર?'

નીરવ હાસ્યથી જ વૃંદાવન એ શબ્દોનો જવાબ દેતો.

માન સાથે વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં પસાર થઈ એ જ્યારે સરકારી છાત્રવૃત્તિને લીધે પ્રેસિડન્સી કોલેજનો વિદ્યાર્થી બન્યો હતો, તે વખતનો એક દિવસનો બનાવ આ પ્રકરણનો વિષય છે. કારણ કે

એ દિવસ ન આવ્યો હોત તો એનો જીવનપ્રવાહ ધકેલાઈ ધકેલાઈને બીજે માર્ગે વહેવાનો સુયોગ આવત કે કેમ તે શંકા છે. અને એ પણ ખરું કે મારી કલમને યે ખોરાક મળત નહિ.

કોલેજથી આગળ હેરિસન રોડનો ચોક વટાવતાં એકાએક 'ઓ મા રે!'ની બૂમ સાંભળી ચમકીને વૃંદાવને પૂંઠ ફેરવી જોયું તો ચાલતી ટ્રામની સાથે રોઈ મોટર અથડાઈ પડવાની તૈયારીમાં હતી. અંદર બેઠેલી તેર વર્ષની બાલિકાનો ભયભીત કંઠ સાંભળી, દૂરદૂરના ગામડામાંથી એક કોમળ મુખના શબ્દો જાણે સિનેમાની ફિલ્મની પેઠે એના મનની આંખ આગળ રમી ગયા. બીજી જ ક્ષણે પાગલની પેઠે એ વિપત્તિના મોંમાં કૂદી પડ્યો.

પહેલો ધક્કો સમાલી ન શકવાથી છોકરી જમીન પર પડી ગઈ હતી. ડ્રાઈવર વગરની મોટર, ધક્કો લાગવાથી થોડીક પાછળ હઠી, ફરી પૂર્ણ ગતિએ આગળ વધી. દૂરથી કેટલાક અંગ્રેજ અને દેશી પોલિસો-પહેરાવાળા દોડી આવતા હતા, પરંતુ એ લોકો હજી બહુ દૂર હતા. એક ગૃહસ્થ પાગલની પેઠે ડોલતો ડોલતો સામે ધસી રહ્યો હતો. ભેગા થયેલા લોકોએ — હાથ વડે આ મૃત્યુના મોંમાં પડવા ધસતા ગૃહસ્થને આઘો ધકેલી દીધો. કાતરકંઠે ગૃહસ્થ ચીસ પાડી ઊઠ્યો: 'બચાવો, બચાવો, હું હજાર રૂપિયા આપીશ.'

આંખ આગળ બની રહેલો ભયંકર બનાવ ન સહી શકવાથી સૌએ ભયથી આંખો મીંચી દીધી. પરંતુ બીજી જ ક્ષણે જય જયકારથી આકાશ ગર્જી ઊઠ્યું. જોયું તો હાથમાંની ચોપડીઓ આઘી ફેંકી દઈ વૃંદાવન — છોકરીનું બેભાન શરીર છાતીએ લઈ એક પલકમાં કૂદકો મારી નિર્ભયસ્થાને પહોંચી ગયો હતો. ઘેલા બનેલા લોકો ટોળાબંધ આ વિજયી વીરને અભિનંદન આપવા દોડ્યા. પોલિસ પહેરાવાળાઓએ સમયોચિત મદદ ન કરી હોત તો આનંદના

ગુસ્સામાં ખેંચાખેંચી કરી એ લોકોએ એના હાથપગ ખેંચીને જુદા કરી નાખ્યા હોત.

પેલો ગૃહસ્થ 'મારી આભા ક્યાં? મારી આભા! હં, જીવતી છે એ!' એમ બૂમો પાડતો દોડી આવ્યો ને છોકરીને છાતીએ વળગાડી દીધી. બીજી જ ક્ષણે એને એનો ઉદ્ધારક યાદ આવતાં ચંચળનયને તેણે ચોતરફ નજર કરી જોયું તો ખૂબ નિશ્ચિંત ભાવે એ પોતાની ગમે તેમ ફેંકાઈ ગયેલી ચોપડીઓ ભેગી કરવા મથી રહેલો દેખાયો.

દોડાદોડ કરતા લોકોની ઠેસો વાગવાથી એક ચોપડી રસ્તા વચ્ચે જઈને પડી હતી, બીજી એક ચોપડી દોડતી ગાડી હેઠળ આવી જવાથી પીસાઈ ગઈ હતી, અને વળી ત્રીજી દોડતા ઘોડાના પગની અડફટમાં આવી ચૂરા થઈ ગઈ હતી — ને આમ તેમ વેરાઈ પડી હતી.

નિરાશ અસ્થિર નજરે એ ચૂરા થઈ ગયેલી ચોપડી ભણી જોઈને વૃંદાવન બોલ્યોઃ 'ખલાસ!'

પેલો ગૃહસ્થ એની પાસે આવી સ્નેહપૂર્વક તેના ખભા પર હાથ મૂકી બોલ્યોઃ 'ફાટી ગઈ તો ગઈ, ભાઈ, એની ચિંતા ન કરીશ. હું બીજી લાવી આપીશ.'

પોલિસના માણસોએ ભાગેલી મોટરની ગતિ અટકાવી દીધી હતી. એ ભયંકર રાક્ષસ હવે શાંત હતો. ઊંઘતા ફૂલના જેવી છોકરીને ગાડીમાં સુવાડી દઈ પિતા — વૃંદાવનની પાસે આવ્યો હતો.

ગૃહસ્થનું બોલવું સાંભળી વૃંદાવન તેની સામે કઠોર દૃષ્ટિએ જોઈ, એ દૃષ્ટિ કરતાં યે વધુ કઠોર સ્વરે બોલ્યોઃ 'હું કોઈની પાસે ભીખ નથી માગતો!'

આમ બોલીને તેણે ચાલવા માંડ્યું.

એટલામાં એક પોલિસમૅને આવી તેને જતો રોકી કહ્યું: 'મારી સાથે ચાલો.'

તીક્ષ્ણ નજરે વૃંદાવન તેના મોં સામે જોઈ રહ્યો. પછી ધીમેથી હસીને બોલ્યો: 'ખૂન પણ કર્યું નથી, કે કોઈનું ગજવું કાતર્યું નથી, તમારી સાથે હું શા સારુ આવું?'

પોલિસમૅન રૂવાબથી બોલ્યો: 'સાહેબ બોલાવે છે, આવવું પડશે.'

ગંભીરભાવે વૃંદાવન બોલ્યો: 'જરૂર હોય તો એમને જ અહીં આવવાનું કહો.'

આ મિજાજ પોલિસમૅનથી સહન થયો નહિ. લાલચોળ આંખો ચકર ચકર ફેરવતો એ બોલ્યો: 'ક્યા? તુમ નહિ આયેગા?'

એકદમ ટટાર થઈ છાતી કાઢી વૃંદાવને ઉત્તર દીધો: 'ના.'

પોલિસમૅન બીક બતાવતો બોલ્યો: 'આલબત, આના હોગા.'

પેલો ગૃહસ્થ વચમાં પડી બોલ્યો: 'ન આવે, તો જોર શું કરવા કરો છો, ભાઈ, ચાલો, હું આવું છું.'

પોલિસમૅન ગંદી ભાષામાં ગાળ દઈ બોલ્યો: 'તુમ જુઠ્ઠા, ચૂપ રહો.'

ઉશ્કેરાઈ ગયેલો વૃંદાવન મૂક્કી ઉગામી તેને મારવા ધસ્યો. ગૃહસ્થે વચમાં પડી મધુરકંઠે તેને શાંત કરવા માંડ્યો. એવામાં પોલિસોના ઉપરી સાહેબ આગળ આવી બોલ્યા: "શાની ધમાલ છે આ? તમે અમારા પોલિસમૅનને મારવા જતા હતા?'

નિર્ભય યુવાને ગર્વથી જવાબ દીધો: 'પોલિસ — લોકોની

સેવક છે. જે સેવકને એ વાતની ખબર નથી, જે એ વાત સમજતો નથી, તેને આવો જ રીતે શીખવવાની જરૂર પડે છે.'

આ યુવકનું અતિ સાહસિક કામ જોઈ સાહેબ આ પહેલાં જ એના પર ખૂબ મુગ્ધ બની ગયા હતા. હવે એના મુખથી આવો નિર્ભય ઉત્તર સાંભળી વિશેષ ખુશ થઈ એ બોલ્યા: 'પણ મેં તમને બોલાવ્યા હતા, એ તમારે જાણવું જોઈતું નહોતું ?'

યુવાન બોલ્યો: 'એનો જવાબ તો મેં પહેલાં જ દઈ દીધો કે લોકો તમારા નોકર નથી, તમે જ લોકોના નોકર છો. કંઈ કહેવાનું હોય તો તમારે જ આવવું જોઈએ.'

સાહેબ નવાઈ પામી બોલ્યા: 'તમે ખૂબ બહાદુર છો, બાબુ ! પોલિસનું માનતા નથી.'

એવા જ તેજ સાથે વૃંદાવન બોલ્યો: 'જે ગુનેહગાર હોય, તે બીએ. મારે શું ?'

વધારે મુગ્ધ બની સાહેબ બોલ્યા: 'તમારી ઓળખાણ—'.

યુવક વચમાં જ વ્યંગ કરી બોલ્યો: 'એ જાણીને શું કામ છે! લાગમાં આવે તો એકાદ દાવ ખેલી લેવાની ઇચ્છા લાગે છે !'

સાહેબ હસતાં હસતાં બોલ્યો: 'કંઈ નહિ તો સભ્યતાની ખાતર —'

વૃંદાવન ભવાં ચડાવી બોલ્યો: 'જે પોતે સભ્યતા સમજતા નથી, તે પારકાની પાસેથી પાછા તેની આશા રાખે, એ મૂર્ખાઈ નથી ?'

નવાઈ પામી એની સામે જોઈ સાહેબ બોલ્યા: 'હું અસભ્ય છું, બાબુ ?

વૃંદાવન બોલ્યો: 'નથી તો શું છે! તમે સભ્ય હોત આ ગૃહસ્થે વગર વાંકે તમારા નોકરની ગાળ ખાધી એની સજા કર્યા વગર રહેત કે?'

સાહેબ હસીને બોલ્યા: 'ખરું, તમને એમ કહેવાનો હક છે. મશાય, આ અપરાધને માટે હું તમારી પાસે માફી માગું છું. વેણીસિંગ! પટો ઉતારી દો.'

પેલા ગૃહસ્થ ગભરાઈને બોલી ઊઠ્યા: 'જવા દો, બિચારો ગરીબ છે.'

યુવાન ઉશ્કેરાયેલા અવાજે બોલ્યો: 'એટલે ગુનેહગારને છોડી દેવો? આ તમે શું કહો છો?'

ગૃહસ્થ બેબાકળા જેમ પળવાર પોલિસમેનના શુષ્ક મલીન મોં સામું જોઈને બોલ્યો: 'આ દોષ કંઈ એનો નથી, ભાઈ, દોષ એના ધંધાનો છે. વળી બિચારો મૂર્ખ છે, ગૃહસ્થના માન અપમાનમાં એ શું સમજે! અને વળી, આજે કોઈનું ખૂંચવી લેવાનો દિવસ નથી, ભાઈ, આજે તો આપવાનો દિવસ છે. દયાળુ ભગવાને તમારી મારફત આભાને પાછી આણી દઈ આજે જે દાન — મારા પર જે દયા કરી છે, એનું આમ તરત અપમાન ન કરો, ભાઈ, જીવ જરા નરમ કરો.'

નીરવપણે આતુર આંખે થોડીવાર એના મોં ભણી જોઈ રહી, વૃંદાવન એકદમ ચંચળ બની ગયો. સાથે સાથે પોલિસમેનના મલીન મોં ઉપર દૃષ્ટિ પડતાં જ આપોઆપ એનું મસ્તક ઢળી પડ્યું.

ત્યાર પછી કેટલીક વાર સ્તબ્ધ ઊભો રહી એકાએક અશ્રુભરી આંખે સાહેબની સામે જોઇ એ બોલ્યો: 'એને છોડી દો.'

મૂંગા મૂંગા સાહેબ એના મનમાં ચાલતું આ યુદ્ધ જોઈ રહ્યા

હતા. એ વિનતિ સાંભળી હસવું દાબી એ બોલ્યા: 'એટલે મને અસભ્ય જાનવર કહીને તમારે ગાળો દેવા થાય, કેમ!'

વૃંદાવન વ્યાકુળ બની સાહેબની તરફ એક બે ડગલાં આગળ વધીને બોલ્યો: 'આજ પહેલાં કોઈનીયે આગળ મેં માથું નમાવ્યું નથી, સાહેબ, પરંતુ આજે આમણે મારો એ ગર્વ ચૂર્ણ કર્યો છે. ભગવાનના દયાદાનનું આમ તરત જ હું અપમાન કરી શકીશ નહિ. મારી અરજ છે કે એને જવા દો.'

સાહેબ હસીને બોલ્યા: 'ભલે, જવા દઉં છું. પરંતુ સાચું કહું છું, બાબુ, તમારા જેવો અદ્દભુત છોકરો આ પહેલાં મેં કોઈ જોયો નથી. એટલે ઓળખાણ —'

પળવાર ભોંય પર નજર કરી રહી, પછી એકદમ મોં ઊંચું કરી વૃંદાવન બોલ્યો: 'હવે બહુ થયું, આપના હાથમાં પડી ઘણો હલકો પડ્યો છું, હવે વધારે હલકો પાડશો નહિ, હું રજા લઉં છું.'

સ્નેહપૂર્વક તેનો એક હાથ પકડી લઈ ડોસો બોલ્યો: 'કંઈ નહિ તો છેવટ એની ખાતર —'

વિહ્વળ આંખે વૃંદાવને એક વાર, મોટરમાં સૂતેલી પેલી પ્રભાતના તારા જેવી છોકરીની ભણી જોયું. પછી ચપળતાપૂર્વક એ થોડાંક ડગલાં આગળ વધ્યો, અને બીજી જ ક્ષણે, શી ખબર શું વિચાર કરીને એકદમ ચમકીને ઊભો રહ્યો, અને પછી અગાઉ કરતાં યે વધારે ઉતાવળ ગતિએ ત્યાંથી નાસી છૂટચો.

ચોપડીઓ રસ્તામાં જ પડી રહી એનું એને સ્મરણ પણ ન રહ્યું.

: ૬ :

તે દિવસે રાતે આઠ વાગે વૃંદાવન ઘેર પાછો આવ્યો. ચંચળ મનને સ્થિર કરવામાં આટલો બધો વખત તેણે બહાર જ કાઢ્યો હતો! વચમાં ચોપડીઓની વાત યાદ આવતાં બનાવવાળા સ્થળે પાછા જવાનું તેને મન થઈ ગયું હતું. પણ સંયમની લગામ અને શાસનના ચાબૂક વડે તેણે પોતાના દુર્બળ મનને કબજે રાખ્યું હતું. ફરી તેણે તે રસ્તે પગને વળવા દીધો નહોતો.

ફૂટપાયરીએ ભમનારાઓમાં ભળી જઈને એણે એ દિવસે ફરી ફરીને પોતે — પોતાનાથી જ દૂર ભાગવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેમાં સફળ થયો નહોતો. ભમતાં ભમતાં કોઈ છિદ્રમાંથી આંજની એ સ્મૃતિ જ પ્રબળરૂપે જાગી ઊઠતી હતી. ગામની વાત બળપૂર્વક યાદ કરવાની કોશિશ કરતાં એક કુમળા મુખની સાથે બીજું એવું મુખ આવીને ભળી જતું હતું.

ખૂબ કંટાળી જવાથી છેવટે તે સિનેમાના કોઈ નવા ખેલમાં મન બહલાવવા દોડ્યો. પરંતુ દૈવયોગે તે દિવસનું ચિત્રપટ પણ મોટરના અકસ્માતને લગતું હોવાથી તે બમણા કંટાળાથી પાગલ જેવો બનીને ત્યાંથી નાસી છૂટ્યો.

છાત્રાલયમાં પ્રવેશ કરતાં કેટલાક સાથીદારો મોટેથી બૂમાબૂમ કરતા હતા તે પરથી તે સમજ્યો કે હવાની સાથે વાત અહીં ક્યારની યે પહોંચી ગઈ છે. કોઈ દેખી ન જાય એ હેતુથી તે ખૂબ સાવચેતીપૂર્વક ઉપર ગયો. નિસરણીનાં થોડાંક પગથિયાં એ ચડયો ન ચડયો ત્યાં તો કેટલાક જણે દોડતા આવી એની આ છૂપી પ્રવૃત્તિ પકડી પાડી.

એક જણ આંખમાં પર હાસ્યની છોળો ઉડાડતો બોલ્યો: 'અરે કોણ એ, વૃંદાવન કે ? રહે, રહે, ચોરની પેઠે ભાગી ન જઈશ.'

વિહ્વળ બનીને વૃંદાવન ઊભો રહી ગયો. પછી બીજી દિશાએ મોં ફેરવી તે ઉદાસ કંઠે બોલ્યો : 'તબિયત સારી નથી, નનીબાબુ, માથું ખૂબ દુ:ખે છે. સૂઈ જાઉં તો કંઈ આરામ થાય સમજી જાઉં છું.'

નની હસીને બોલ્યો : 'આજની વાત સાંભળીને તો તારું માથું દુખતું ક્યાંય ઊડી જશે. અહીંની વાત કંઈ જાણે છે ?'

વૃંદાવને ચકિત બની પળવાર એની સામે જોઈ મોં ફેરવી લીધું. પછી તે સ્પષ્ટ અવાજે બોલ્યો : 'શાની વાત, હું તો કંઈ જાણતો નથી.'

નની તેનો હાથ પકડી ઝોક આપી બોલ્યો : 'છાત્રાલયમાં રહે છે ને આટલી ખબર નથી રાખતો ! અરે વાહ ! !'

દાંત કાઢી હસીને વૃંદાવન બોલ્યો : 'બધી વાત બધાએ જ જાણવી જોઈએ એવું કંઇ થોડું છે ?'

કેટલી મુસીબતે ઊભી કરેલી પોતાની આ ભૂમિકા ખલાસ થઇ જાય છે એ જોઈ નની બહાવરો બની ગયો. તે બોલ્યો : 'નથી, તોયે શું ?—પણ આજે પાંચસો પાંચસો અંગ્રેજોના દેખતાં અસીમે જે કામ કર્યું છે, એથી તો તમામ બંગાળીઓનું મોં ઊજળું બન્યું છે.'

વાત પોતાને લગતી ન હોવા છતાંયે, વૃંદાવન નિરાંતનો દમ ખેંચી બોલ્યો : 'કેવી રીતે '

નની માથું ધુણાવી બોલ્યો : 'બાજુ પર આવ, ભાઈ, મોઢું જોઈને તો અડધી આગ હોલવાઈને ઠરી ગઈ હતી — જવા દો, અસીમની બહાદુરી તો સાંભળ! ચાલતી મોટરની નીચેથી તેણે આજે એક છોકરીનો જીવ બચાવ્યો છે!'

એકીસાથે આજે ઘણી છોકરીઓ મોટરનો ભોગ થઈ પડી હશે,— એમ વિચારી વૃંદાવન બોલ્યો : 'કઈ જગાએ?'

નની ચીપીચીપીને ઉચ્ચાર કરતો બોલ્યો : 'હૅરિસન રોડના ચોકમાં.'

આભો બની વૃંદાવન પળવાર તેના મોં સામે જોઈ રહ્યો. પછી એકદમ ચંચળ બની તેણે પૂછ્યું : 'કેટલા વાગ્યાની વાત છે?'

નની બોલ્યો : 'કેટલા વાગ્યાની વાત વળી! કૉલેજ છૂટ્યા પછી તરત. સાડીચાર વાગ્યા હશે.'

એકદમ ઉશ્કેરાયેલા કંઠે વૃંદાવન બોલી ઊઠ્યો : 'જૂઠી વાત!'

બીજી જ ક્ષણે શી ખબર શું ધારીને તે ત્યાંથી જાણે કે દોડતો ભાગી ગયો. ઓરડીમાં આવી ખૂબ ખૂબ વિચાર કરવા છતાંયે તેને સમજ ન પડી કે જે કાર્ય છૂપું રાખવા પોતે આટલું મથી રહ્યો છે તે કાર્યનો યશ બાજાને મળતાં તેને આટલું દુઃખ શાનું થતું હતું!

કલાકેક પછી, કેટલાક લોકો ટોળું વળી વૃંદાવનના ઓરડામાં આવી ઊભા. જુએ તો ઓશિકામાં મોં છુપાવી એ નિશ્ચલ અને બેહોશ જેવો થઈને પડ્યો હતો.

એક જણે એને હલાવતાં હલાવતાં કહ્યું : 'ઊંઘ્યે નહિ ચાલે, જનાબ, ઊઠો.'

નવાઈ પામી માથું ઊંચું કરી વૃંદાવને એના મોં સામે જોયું. સાથે સાથે બીજા સાથીઓ પર નજર પડતાં એ ઊઠીને ઊભો થયો.

ત્યારપછી આંખો પર હાથ ફેરવતાં ફેરવતાં તે બોલ્યો : ' માંદાને આમ હેરાન કરવો એ સભ્યતા નથી, ગણેશ બાબુ ! '

ઉશ્કેરાઈ હોઠ કરડી ગણેશે ઉત્તર દીધો : ' અને એક નિરપરાધી માણસનું અપમાન કરવામાં સભ્યતા હશે, કેમ ? '

વૃંદાવન આ શબ્દોનો મર્મ કંઈ ન સમજી શકવાથી બોલ્યો : ' ક્યાં, મેં કોનું અપમાન કર્યું છે ! '

દાંત કાઢી નની બોલ્યો : ' ખરી મેમરી (યાદશક્તિ) ભાઈ ! આ મેમરીથી જ ભાઈ યુનિવર્સિટીમાં પહેલે નંબર આવ્યા છે ! '

ચીડાઈને વૃંદાવન ઠેકડો મારી ઊઠી ઊભો થયો. બીજી જ ક્ષણે ધીરે ધીરે બેસી પડી તે મન વશ રાખી બોલ્યો : ' ભૂલ થઈ ગઈ હોય તો માફ કરજો. '

તે વખતે તેના કાનમાં, વૃદ્ધના પેલા શબ્દો : ' આજે ખૂંચવી લેવાનો દિવસ નથી, ભાઈ, આજે તો આપવાનો દિવસ છે. ' સ્પષ્ટ સંભળાઈ રહ્યા હતા.

ગંભીર કંઠે ગણેશ બોલ્યો : ' માત્ર મોઢે માફી માગવાથી નહિ ચાલે, કંઈ ખવડાવવું યે પડશે. '

માથાના ઓશિકા હેઠળથી પોતાનું પાકીટ બહાર ખેંચી કાઢી વૃંદાવન બોલ્યો: ' ભલે, કબૂલ, કહો, કેટલા પૈસા આપું ? '

ગણેશ મોં મચકોડી બોલ્યો : ' ગુનાના પ્રમાણમાં દંડ પણ થવો જોઈએ. બે નોટો લાવો. '

એક અક્ષરે બોલ્યા વગર વૃંદાવને દશ દશ રૂપિયાની બે નોટો બહાર કાઢી. નની હાથ લંબાવી બોલ્યો : ' સાથે સાથે અસીમની આગળ હાથ જોડી માફી પણ માગવી જોઈશે, કેમ ખરું ને ! '

લંબાવેલો હાથ પાછો ખેંચી લઈ વૃંદાવન બોલ્યો : ' એની આગળ ! કયો ગુનો કર્યો છે તે ? '

ગણેશ વ્યંગ પૂર્ણ અવાજે બોલ્યો : 'તો કયા ગુનાનો દંડ આપતો હતો ?'

વૃંદાવન જોરથી બોલ્યો : 'હાથ જોડી માફી માગવા જેવું કામ જીંદગીભર કંઈ કર્યું હોય એવું યાદ નથી.'

નની હસીને બોલ્યો : 'તો રૂપિયા શેના આપવા જતો હતો ?'

વૃંદાવન તિરસ્કાર પૂર્વક બોલ્યો : 'તુચ્છ રૂપિયાના બદલામાં દોસ્તોને આનંદ કરવાનું મળશે એમ સમજીને. રૂપિયા હાથનો મેલ છે, પરંતુ આનંદ સ્વર્ગનું ધન છે.'

નની ઉશ્કેરાઈને બોલ્યો : 'એનો અર્થ એ કે એના અપમાનનો પ્રતિકાર તમારે કરવો નથી, ખરું ને !'

ધીમું હસીને વૃંદાવને ઉત્તર દીધો : 'જૂઠાને જૂઠો કહેવાથી જો અપમાન થતું હોય તો હું લાચાર છું.'

હાથની મૂઠી ઉગામી ગણેશ બોલ્યો : 'શું, અસીમ જૂઠો છે એમ ?'

ગર્વથી આંગળી હલાવી વૃંદાવન બોલ્યો : 'સો વાર કહું છું કે એ જૂઠો છે. તાકાત હોય તો સામે આવી ઊભો રહે. સાબીત કરી આપે કે એ જૂઠો નથી !'

નની જોરથી ભોંય પર પગ ઠોકી બોલ્યો : 'સાબીત કરી આપવાની તો તારે જ જરૂર છે.'

તિરસ્કાર પૂર્વક વૃંદાવન બોલ્યો : 'મારે કેવી રીતે ?'

આ સાંભળી એક સામટા કેટલાયે અવાજ નીકળી પડ્યા : 'તારે જ તો ! પારકાનું સુખ તારાથી જોયું જતું નથી, તું ઈર્ષ્યાથી બળી મરે છે, આવા માણસની સોબત અમને પસંદ નથી.'

ભવાં ચડાવી મજાક ભર્યા અવાજે વૃંદાવન બોલ્યો : 'આ શબ્દો મને કહેવા કરતાં ડિરેક્ટરને કહો તો સારું.'

ગણેશ બોલ્યો : 'તેને પણ તારે જવાબ તો દેવો પડશે, તે વખતે શું કહીશ ?'

વૃંદાવન પહેલાંના જેવા જ કંઠે બોલ્યો : 'મારે શું બોલવું એ મારે જોવાનું છે. એની ચિંતા કરી તમારે માથું પકવવાની જરૂર નથી.'

ભેગા થયેલા જુવાનો એક સાથે બૂમ પાડી ઊઠયા : 'અમારે એ જાણવું છે. કહેવું હોય તો કહે, નહિ તો આગળ થા.'

પાછળથી કોઈ નારી કંઠ સંભળાયો : 'એકની સામે આટલા બધા, બહાદુરી તો ખરી!'

ચકિત થઈ સૌએ પાછા ફરી જોયું તો એક અતિ સુંદર કિશોર બાળા ઢગલો ચોપડીઓ હાથમાં લઈ ઊમરામાં ઊભી હતી, એને જોઈ વૃંદાવનના અંતરમાં એકદમ જાણે કંઈ વીજળીનો પ્રવાહ વહી ગયો.

છોકરી ચોતરફ જોઈ ને લાલ લાલ મોંએ બોલી : 'વૃંદાવનબાબુ કોનું નામ?'

એક સાક્ષાત કલાડાનું બુધું મજાક ભર્યા કંઠે બોલી ઊઠયું : 'કેમ રે, બહુ ભીડ જોઈ એટલે ઓળખી ન શકી!'

એક કૂદકે તેની સામે કૂદી પડો વૃંદાવન એની ગરદન પકડી હલાવતો હલાવતો બોલ્યો : 'બહાર નીકળ, અસીમ.'

ગળકાં ખાઈ અસીમે પોતાના સોબતીઓની સામે જોયું, પરંતુ કોઈના મોં પર બિલકુલે ઉત્સાહની નિશાની દેખાઈ નહિ. તેથી તે નીચું મોં ઘાલી ત્યાંથી બહાર નીકળી ગયો.

વૃંદાવન છોકરી તરફ આગળ વધી બોલ્યો : 'મારું નામ વૃંદાવન, પરંતુ આટલી રાત્રે અહીં આવવું –'

વચમાં જ છોકરી બોલી : 'હવે એ સમજી શકું છું. બાપાએ પણ ના કહી હતી, પણ મારી કૃતજ્ઞતાનો સ્વીકાર કર્યા વગર છૂટકો જ નહોતો. એટલે ન રહી શકી.'

વૃંદાવન હસવાનો પ્રયત્ન કરી બોલ્યો : 'એવું કંઈ કામ મેં નથી કર્યું જેને વાસ્તે તમારે —'

છોકરી વળી વચમાં જ બોલી: 'વાહ! જીવ બચાવવા કરતાં મોટું વળી બીજું શું હોઈ શકે! મોટરની નીચે આવી ગઈ હોત તો આ પહેલાં ક્યારની યે ધરતીની બધીયે માયા છૂટી ગઈ હોત! એ વાત એટલામાં કેવી રીતે ભૂલી જાઉં!'

નની આગળ આવીને બોલ્યો: 'તમારી ભૂલ થાય છે, તમને અસીમે બચાવ્યાં છે, વૃંદાવન તો એમાંનું કંઈ જ જાણતો નથી.'

છોકરી ઉશ્કેરાઇને, છતાં સભ્યતા પૂર્વક બોલી: 'માફ કરજો, તમારી સાથે હું વાત કરતી નથી, તમારા અસીમબાબુને હું ઓળખતી નથી.'

તો પણ નની જીદ કરીને બોલ્યો: 'અસીમે જે કર્યું છે તેની પ્રશંસા તમારે —'

એને બોલતો અટકાવી છોકરી દઢ કંઠે બોલી: 'પરંતુ આ ચોપડીઓ તમને જુદી જ વાત કહેશે. મને બચાવી છે વૃંદાવનબાબુએ, અસીમબાબુએ નહિ.'

આખા ઓરડામાં તે વખતે પ્રચંડ વિસ્મય ફેલાઈ ગયું. જિજ્ઞાસુ નયને સૌ વૃંદાવનના મોં સામે જોઈ રહ્યાં.

વૃંદાવન પોતાનું ઢળેલું મસ્તક બળપૂર્વક ઊંચું કરી બોલ્યો: 'એ ચોપડીઓ મારી નથી. મારી તો બધી અહીં જ છે. તમારી ભૂલ થાય છે'

કુતૂહલ અને વિસ્મયથી આંખો ઊંચી કરી છોકરી બોલી: 'એ શું બોલ્યા! આમાં તમારું નામ લખેલું છે ને!'

વૃંદાવન દઢ કંઠે બોલ્યો: 'એ વૃંદાવન કોઈ બીજો હશે હું નહિ. તમે જાઓ.'

ગણેશ અતિ વિસ્મયથી અધીર બની છોકરીની તરફ આગળ વધી બોલ્યો: 'જોઉં, જોઉં, મને આપો તો, એની ચોપડીઓ હું હમણાં જ ઓળખી કાઢીશ!'

ચંચળ હરણીની માફક પાછળ કૂદકો મારી, છોકરી નિસરણી તરફ આગળ વધતાં વધતાં બોલીઃ 'ના, મારી જ ભૂલ થઈ ગઈ. ખરી વાત! રસ્તામાંથી જડેલી ચીજ — જેને મળે એની, એને વાસ્તે કોઈને હેરાન કરવા એ ખોટું. તો પણ મનુષ્યમાં એક વિવેક રહેલો છે. એટલે એ વિવેકની પ્રેરણાથી મારું કાર્ડ (સરનામું) અહીં મૂકી જાઉં છું. વૃંદાવનબાબુ! જરૂર પડે તો મળજો.'

કોઈ બોલતું હોય એવો અવાજ સ્પષ્ટ સંભળાયો : 'મળ્યા, બેન?'

જવાબમાં છોકરી બોલી : 'ના બાપા, માલીક નથી.'

સાથે સાથે વિસ્મિત ગાળામાંથી અવાજ બહાર નીકળ્યો : 'એ કેમ બને મા, વૃંદાવનબાબુ શું આ છાત્રાલયમાં નથી?'

છોકરી ચંચળ કંઠે બોલી : 'ગાડીમાં બેસો, બાપુ, મારાથી હવે ઊભા નથી રહેવાતું. શરીર એવું ભાગી પડ્યું છે—'

ઓરડાની શાંતિનો ભંગ કરી ગણેશ બોલ્યો : 'પોતાની ચીજ પારકાના હાથમાં છોડી દીધી, વૃંદાવન! એ ચોપડીઓ તો તને જીવ જેવી વહાલી હતી.'

ગંભીર કંઠે વૃંદાવન બોલ્યો : 'મારો મિજાજ આજે બિલકુલ ઠેકાણે નથી. તમે સૌ જાઓ.'

એની લાલ આંખો જોઈ કોઈને એ શબ્દોમાં અવિશ્વાસ કરવા જેવું લાગ્યું નહિ. વધારામાં, નિરર્થક ગુસ્સે થઈ મજા જોવાની વૃતિ યે આ વખતે ઓછી થઈ ગઈ હતી. એટલે નીચે મોંએ સૌએ તેની આજ્ઞાનુ પાલન કર્યું.

## : ૭ :

રાતના જામેલા અંધકારને તરલ કરીને સૂર્યદેવ આકાશની પૂર્વ સીમા કબજે કરે કે તરત પથારીનો ત્યાગ કરવો — એ સંસારનાં સર્વ પ્રાણીઓની એક અનાદિ કાળની પ્રથા છે. આજે પણ એ પ્રથાનું ઉલ્લંઘન થયું નથી. શારીરિક દુર્બળતાની પરવા કર્યા વગર, ઊંઘ ઉડાડનાર પંખીઓનો કોલાહલ સંભળાતાં જ જાગીને, આભા બગીચામાં ફરવા નીકળી પડી હતી. થોડીવાર આમતેમ ફરીને થાક લાગવાથી, એ, સામેની, માના ખોળા જેવી, હમેશ ખોલાવી રહેલી એક આરસની શિલા પર લાંબી થઈને પડી. વાદળાંને વિખેરનાર સોનેરી સૂર્યકિરણો અતિ સાવધપણે નીચે ઊતરી આવી, દેવતાના પવિત્ર આશિર્વાદની પેઠે સ્નેહાળ મીઠા હાથ વડે એનો બધો થાક દૂર કરવા લાગ્યાં.

પિતા પુત્રીની પાસે આવી મૃદુ મધુર સ્વરે બોલ્યા: ‘ આજે આટલી વહેલી ન ઊઠી હોત તો યે ચાલત, આભા. ’

આભા, રક્તમુખી ગુલઆલાની પેઠે પાંદડી જેવા હોઠ કંપાવતી

બોલી: ' આળસ એવી જ રીતે ઘર કરી જાય છે, બાપુ, જરા આશ્રય આપ્યો કે આવી બન્યું.'

આગળ કંઈ વાત થઈ નહિ.

ભુવનમોહન પ્રકૃતિ તે દિવસે જાણે પોતાનો સૌન્દર્ય અને મધુરતાનો ભંડાર ખોલીને એમની સામે નૃત્ય કરી રહી હતી. એ અનંત સૌન્દર્યના પ્રવાહમાં પોતાને મિલાવી દઈને, ભાનભૂલ્યાંની પેઠે બંને જણ મૂંગાં મૂંગાં બેસી રહ્યાં.

ઘરની ગૃહિણી હસતી હસતી પાસે આવીને બોલી:

' કાં રે, જડની વચ્ચે રહ્યા એટલે પોતે યે જડ થઈ જવાનું? — નહિ, ચા પીધા વગર નહિ ચાલે.'

મિસ્ટર પાલિત હસીને બોલ્યા: ' ઇચ્છા તો તું કહે છે એવા થવાની છે, પરંતુ ચેતનનો અવતાર તું એવું થવા ક્યાં દે છે! ઢંઢોળીને જગાડી દે છે તો!'

ગૃહિણી હસીને બોલી: ' નહિ તો, ખાવા પીવાનું બધુંયે બંધ જ થઈ જાય. શરીરનો ધર્મ કંઈ એવો નથી. જડની સાથે વધારે ભળીએ તો શરીરનું શું થાય?'

જમણો હાથ લંબાવી ગંભીર કંઠે પાલિત બોલ્યા: ' જો જોઉં, આને તું જડ કહે છે! આ જડ નથી, આ તો એ ભુવનમોહન સત્યમ્ શિવમ્ સુન્દરમ્ ના જ અનંત રૂપનો એક પ્રવાહ છે!'

શાંત સ્થિર નયને નિર્મળ પ્રકૃતિના એ અનુપમ સુંદર રૂપ ભણી જોઈ અમલા બોલી: ' હું પોતે એવી ક્ષુદ્ર છું કે ઇશ્વરની આટલી મહત્તા સમજી શકતી નથી. પરંતુ આ નાનકડા સંસારમાં યે એ મને જેટલો દેખાય છે, એટલો બીજા કશામાં યે દેખાતો નથી. મને તો થાય છે કે તમે જ જાણે તેની એ ભુવનમોહન મધુર

પ્રતિમૂર્તિ છો — અને આભા જાણે એનું સ્નેહનું દાન છે — આશીર્વાદનું ફૂલ છે.'

મિ. પાલિત હસીને બોલ્યાઃ 'મને તો કહ્યું તે કહ્યું, પણ બીજા કોઈની આગળ આવું કહીશ નહિ, નહિ તો એ લોકો શું સમજશે, જાણે છે? કહેશે કે બુઢ્ઢા ધણી અને કુમળી દીકરીના પ્રેમમાં અંધ બની તું દિવસે દિવસે મૂર્તિપૂજક બની જડ બનતી જાય છે!'

અમલા બોલીઃ 'એમાં યે શું ખોટું છે! અંતરાત્માની દૃઢ શ્રદ્ધાનું બલિદાન દઈને, અંધારામાં ડૂબેલા દેવતાહીન ચંડીમંડપમાં ખાલી હાથે ઊભા રહેવાનું મારાથી નહિ બને. દિલની વાત છુપાવી રાખી, મોઢે વિશ્વપ્રેમની ઘોષણા કરવી એ દુકાનદારી નહિ તો બીજું શું છે! એકની અંદર તો તેને ચાહી શકે નહિ, ને અનેકની અંદર તેને જોવા જાય એ વિડંબના નહિ તો બીજું શું! ખરા દિલથી એકમાં જ પ્રેમામૃત ઢાળી દેવાથી જગત અમૃતમય બની જાય છે — અને અનેકમાં પણ એ 'એક' જ દેખાય છે. જવા દો, શું યે બકયા કરું છું — હવે ચા પીવી છે કે પછી મારા ભાષણથી ગળું ભીંજાવાનું છે?'

પાલિત મંદ હસીને બોલ્યાઃ 'તે પણ ભીંજાય છે.'

આડી નજરે પુત્રીના ઉદાસ મોં ભણી જોઈને અમલા ગુસ્સામાં ભવાં ચડાવી દાંત દાબીને બોલીઃ 'છિઃ તમે તે કેવા છો! છોકરી સામે બેઠી છે એનું યે ભાન નથી.'

પાલિત હસીને બોલ્યાઃ 'બાળક છે, એ શું સમજે છે! તેમ છતાં, દુનિયાદારીની વાતનું શિક્ષણ આપણી પાસેથી જ એને મળે એ યોગ્ય છે. સારા ખોટાના વિચારમાં ને વિચારમાં પાછળ ઊભા રહેવામાં આપણી [illegible] છે!'

અમલા ચોરીછૂપીથી પતિના મોં સામે જોઈને બોલીઃ 'છિ!' બધી વાતો કંઈ— '

વચમાં જ મિ. પાલિત બોલ્યાઃ 'અવળું' ન સમજીશ. ખોટું ધારીને તમે જે વસ્તુ છોકરાંથી છુપાવી રાખવા મથશો, તેની તરફ એમનું કુતૂહલપ્રિય મગજ બમણા વેગથી ઢળવાનું. જે લોકો મોટા છે, સંસારના માર્ગમાં જેઓ આગળ વધેલા છે, એમનું કર્તવ્ય છે કે નાનાઓનો માર્ગ એમણે ભાંગી પીસીને સરખો કરવો. એથી ઘણો ઉપકાર થશે. એમ થવાથી, પાછળ આવતા નાનાઓના પગ બહુ ઓછા ખાડામાં પડશે! આ જ ખરો ઉપકાર છે.— જો, જો, આ એકલી બેઠી બેઠી શું વિચાર કરે છે! આહ! મોઢું કેવું સુકાઈ ગયું છે!'

માતા આતુરતાપૂર્વક દીકરીની પાસે આવી બોલીઃ 'શું વિચારમાં પડી છે, મા? શરીરે હજી ઠીક નથી લાગતું?'

આભા કંપી ઊઠી. શરમની લાલ રેખા છુપાવવા, આળસ મરડતી તે બોલીઃ 'આજે તું ચા નહિ આપે, મા, જોને, દિવસ કેટલો ચડી ગયો છે!'

માતા હસીને બોલીઃ 'એ કામ તો તેં ક્યારનું યે મારા હાથમાંથી લઈ લીધું છે, મા, એટલે હું ભૂલી ગઈ.'

દીકરી વધારે શરમિંદી બની. અનીચ્છાએ મનના અસ્થિર ભાવને લીધે આમ બોલાઈ ગયું સમજી તેને ચીડ પણ ચડી.

એકદમ ઊઠીને ઊભી થઈ જઈ એ બોલીઃ 'હું બહુ આળસુ થઈ ગઈ છું, નહિ, મા?'

સ્નેહરસથી માતાનું હૃદય ભીંજાઈ ગયું. તે બોલીઃ 'ઉંહ! તારી બાત કંઈ જેવી તેવી ગઈ છે, મા! તું આળસુ ક્યાં છે, તારે

આવવું હોય ત્યારે આવજે. હું તો હસતી હતી, આભા, — મેં ચા કરી રાખી છે.'

ચાના ટેબલ આગળ હમણાં જ ત્રણ જણ બેઠાં છે. એટલામાં એક પટાવાળાએ આવી ખબર આપ્યા કે કોઈ ગૃહસ્થનો છોકરો મળવા માગે છે.

આભાના ગાલ કોણ જાણે કેમ આભામંડિત થઈ ગયા. તેનો પ્યાલો હોઠને અડકેલો જ રહી ગયો. ગળું સુકાઈ જવા આવેલું છતાં એક ટીપું ચા તે પી શકી નહિ.

હાથમાંનો પ્યાલો નીચે મૂકી મિ. પાલિતે પૂછ્યું: 'ક્યાંથી આવે છે એ?'

પટાવાળાએ જવાબ દીધો: 'કહે છે, હોસ્ટેલમાંથી.'

એકાએક આભાનો હાથ કંપી ઊઠ્યો. મહામહેનતે તેણે ચાનો પ્યાલો નીચે તો મૂક્યો, પરંતુ તેમાંની ઘણી ચા ટેબલ ઉપર ઢોળાઈ ગઈ. આડી નજરે તેણે માતાપિતા તરફ જોયું. મિ. પાલિત તે વખતે ઉત્સાહમાં હતા. અમલાના જીવમાં પણ ચંચળતા આવી ગઈ હતી. પુત્રીની આ દુર્બળતા એમણે જોઈ, છતાં ન જોયા બરાબર.

પાલિત બોલ્યા: 'ત્યારે તો વૃંદાવન આવ્યો લાગે છે, બહાર શા માટે, જા, જા, અંદર લઈ આવ.'

પટાવાળાની સાથે આવનાર અંદર આવે તે પહેલાં જ આભાના મનમાં રીતસરનું દ્વંદ્વ યુદ્ધ શરૂ થઈ ગયું હતું. ઇચ્છા છતાં યે તે પોતાનું ઢળેલું મસ્તક ઊંચું કરી શકી નહિ. ચોરીછૂપીથી જોવાની ઇચ્છા થઈ — બરાબર નવવધુની પેઠે પોતાના અંતરમાં અતિ મથન કરવા છતાંયે તેનાથી એ બન્યું નહિ.

એકાએક પિતાના શબ્દો 'તમારે કોનું કામ છે?' સાંભળીને તેણે ચમકીને ઊંચું જોયું તો—આ તો એ નહિ! સાથે સાથે એનું હૃદય પણ કંઈક વિષાદનાં વાદળથી ભરાઈ ગયું.

આવનાર ચંચળ પગલે આભાની પાસે આવી બોલ્યો: 'મેં તમારો બહુ અક્ષમ્ય અપરાધ કર્યો છે, પણ હું માફી માગું છું.'

આભા નવાઈ પામી બોલી: 'અપરાધ! મારો? હું તો કંઈ જાણતી નથી!'

યુવક બોલ્યો: 'હા, મેં તમારો અપરાધ કર્યો છે.'

બાલિકા દુઃખી સ્વરે બોલી: 'તમને હું ઓળખતી યે નથી, તમે આ શું કહો છો.! અપરાધ કયાં થયો છે કે હું માફી આપું!'

યુવક બોલ્યો: 'હું મારા દિલમાં જાણું છું, મારો જ વાંક છે, અને સૌ એવું માને છે.'

આભા હસીને બોલી: 'અપરાધ જાણ્યા વગર જ માફી આપવી પડે એવું વળી કયા કાયદામાં લખ્યું છે!'

મિ. પાલિત બોલ્યા: 'હકીકત જાણ્યા વગર જ હું કહું છું કે આ બાબતમાં તમારા દિલમાં પશ્ચાત્તાપ થાય છે એ જ એનું પ્રાયશ્ચિત્ત છે.'

યુવાન આંસુભરી આંખે બોલ્યો: 'પરંતુ છોકરાઓ આ વાત કેમ માનશે? હોસ્ટેલમાં મારું સ્થાન નહિ રહે.'

મિ. પાલિત ઉત્સુક કંઠે બોલ્યા: 'કેમ?'

યુવાન નિઃશ્વાસ નાખી બોલ્યો: 'વૃંદાવને એવું કહ્યું છે, અને છોકરાઓનો પણ એવો મત છે.'

મિ. પાલિત હસીને બોલ્યા: 'તો શું પશ્ચાત્તાપ ખોટો છે, શું કહો છો!'

યુવકે કાતર દૃષ્ટિએ માત્ર તેમના મોં સામે જોયું, તે મોઢે

કંઈ જ બોલી શક્યો નહિ. આભા નીચું મોં કરી થોડી વાર કંઈક વિચાર કરી બોલી: 'હું ખરા દિલથી તમને માફી આપું છું.'

યુવક હાથ જોડીને બોલ્યો: 'એક લીટી લખી આપો, નહિ તો એ લોકો માનશે નહિ.'

આભા એકદમ આસન પરથી ઊઠીને બોલી: 'રહો, લખી આપું છું.'

હાથ હલાવી છોકરીને ના પાડી મિ. પાલિત બોલ્યા: 'એ વૃંદાવનને અહીં લઈ આવો તો મારી દીકરી તમને માફ કરશે, નહિ તો નહિ.'

આભા ઊભી હતી, બેસી પડી.

યુવક ખૂબ ઉત્સાહથી બોલી ઊઠ્યો: 'અબ ઘડી, અબ ઘડી.'

નિઃશ્વાસ નાખી અમલા બોલી: 'શું એ આવશે?'

યુવક તેજથી બોલ્યો: 'હા, હા. જરૂર આવશે. પોતાની ખાતર એ કદાચ નયે આવે, પણ મારે વાસ્તે તો એ જરાયે આનાકાની નહિ કરે. પારકાની ખાતર પોતાનાં માન અપમાનની તે પરવા કરતો જ નથી.'

છાતીતૂટ નિઃશ્વાસ નાખી આભા બોલી: 'કામ શું છે મા, કોઈને બોલાવીને?'

મિ. પાલિતે પૂછ્યું: 'કામ કશુંયે નથી, આભા?'

આભાના સહજ લાલ ગાલ ઉપર કોઈએ જાણે ટપલી મારી. તેણે ઢળેલે નેત્રે જ જવાબ દીધો: 'પુરસ્કાર કે પ્રશંસા જો એ સહી જ શકતા નથી, તો આપણે ચાહીને જોર કરી શા સારૂ એ દેવા જવું?'

ગંભીરભાવે માથું હલાવી પાલિત બોલ્યા: 'એટલું સારું છે કે એની એ દુર્બળતા શોભતી નથી.'

અમલા ઉશ્કેરાટ ભર્યા કંઠે બોલી: 'પરંતુ એ દુર્બળતાએ જ તેને ઉજ્જવતા અર્પી છે.'

પાલિત હસીને બોલ્યા: 'ના, અમલા, સોનાને સ્વચ્છ કરવું હોય તો બાળવું પડે છે, એ આપણે ભૂલવાનું નથી — એને ખેંચીને નીચે ઉતારીશું. એથી એનું તેજ વધશે, કંઈ ઘટશે નહિ. બીજી પણ એક વાત છે — સ્વચ્છ સફેદ કપડાંમાં કાળો ડાઘ ન પડે એટલું જ આપણે જોવાનું છે. કાજળની કોટડીમાં શાહી ઢોળવાથી નુકસાન નથી થતું.'

યુવક ચાલ્યો ગયો.

આભા અસ્થિર નેત્રે ઊઠીને ઊભી થઈ બોલી: 'નિર્મળાનું મારે ખાસ કામ છે, બાપુ! હું જાઉં છું.'

મિ. પાલિત જિજ્ઞાસુભાવે એના મોં સામે જોઈ રહ્યા. અમલા એને ઠપકો દેતી બોલી: 'બધી વાતમાં છોકરી માથે ચડી બેસે છે. એટલામાં એને એવી શી જરૂર પડી ગઈ?'

આભા નીચું મોં ઘાલી બોલી: 'કાલે ઈતિહાસની નોટ બિલકુલ વંચાઈ નથી. આજે નહિ વાંચું તો જવાબ શું દઈશ?'

અમલા બોલી: 'લાવ, મને બતાવ, હમણાં શીખવાડી દઉં. નિર્મળાએ વાંચ્યું છે એની શી ખાતરી?'

એક છોકરીએ હસતાં હસતાં ઘરમાં પ્રવેશ કર્યો, તે બોલી: 'નિર્મળાએ કોઈ જન્મે વાંચ્યું છે તે આજે વાંચશે? આભાની નોટબૂક લાવોને, ન વાંચે — એવી એ મૂરખી નથી.'

અમલાએ દીકરીના મોં સામે જોયું.

આભા એકદમ વાત દબાવી દઈ બોલી: 'ક્યારે વાંચી છે મેં! નોટ ને ચોપડી તો એની જ પાસે છે.'

નિર્મળા હસીને બોલી: ‘વકીલ ઉલટતપાસ કરે, પછી બિચારી કેવી રીતે ફાવે કહો! બાકી તો પેન્સિલ ચાલ્યા જ કરે છે, નોટબૂકનાં પાનાં યે ભરાઈ જાય છે. પણ એથી એણે વાંચ્યું છે એમ કહેવું એ ભારે અન્યાય કહેવાય!’

આ વખતે નિર્મળા પણ આવી વરવી થઈને ઊભી રહેશે એ તો સ્વપ્નમાં યે નહોતું ધાર્યું. આભા આગળ કંઈ બોલી શકી નહિ. તેનું લજ્જાથી ઢળેલું મસ્તક ઢળેલું જ રહ્યું.

: ૮ :

અસીમના બચાવમાં મદદ કરવા માટે આવ્યા પછી વૃંદાવન ફરી પાછો છાત્રાલયમાં જઈ શક્યો નહિ. અમલાના સ્નેહનું બંધન તોડવું એને માટે તદ્દન અસંભવિત બની ગયું હતું. વધારામાં નિર્મળાની રીતભાત એમને એકદમ જ નવીન લાગી. જવાનું નામ દેતાં એક તરફ અમલાની ઉપર મુસીબતનો પહાડ તૂટી પડતો લાગતો, અને બીજી તરફ નિર્મળાની સરસ મજાક મશ્કરીઓએ એમને હાર ખવડાવી દીધી હતી. નિર્મળાની રીતભાત જો કે કડવી મીઠી હતી, તો પણ એમાં એવો એક સ્નેહનો નશો ભરેલો હતો કે એને આઘાત કરી જતા રહેવાની કોઈની યે હિંમત ચાલી નહિ.

વૃંદાવનના આગમનથી આભાના હૃદયમાં સંતોષ અને આનંદનાં મોજાં ફરી વળ્યાં હોવા છતાંયે, શી ખબર કેમ એ ગંભીર બનીને જ બેસી રહી. નિર્મળા છૂપી રીતે એને ઠોંસો મારી બોલી : 'આમ કટાયેલું મોં કરી કેમ બેસી રહી છે, હેં ! ગમે તેમ પણ એ લોકોએ તારા પર ઉપકાર કરેલો છે. એમને કેવું લાગશે એટલો તો વિચાર કર !'

આભા ખોટી રીસ દેખાડીને બોલી : 'એમને ગમે તે લાગે — ઉપકાર વળી ક્યારે કર્યો છે તે ?'

નિર્મળા નવાઈ પામી એની સામે જોઈ બોલી : 'કેમ, માસીમા જ કહેતાં હતાં ને !'

આભા મોં ફેરવી લઈ બોલી : 'એ તો છે એવાં, બાકી જેણે ઉપકાર કર્યો છે એ તો લગીરે એનો સ્વીકાર માગતો નથી.'

નિર્મળા ભવાં સંકોચી બોલી : 'એમ ? આટલી બધી બેઅદબી ! તો હું જોઉં સ્વીકાર માગવો પડે છે કે નહિ !'

આભા બોલી : 'લે, તું યે ખરી ! બહાનું કાઢી નિશાળે નથી જવું, ખરું ને !'

નિર્મળા ગંભીર થઈને બોલી : 'હાસ્તો, નિશાળ કયાં નાસી જવાની છે. એ તો રોજની વળગી છે. આવો વખત રોજ ઓછો મળે છે ! 'જોઉં તો ખરી, કંઈ કરતાં કંઈ કરીને કોઈને રોકી શકું છું કે નહિ !'

આ વખતે સાચેસાચ ચીડાઈ જઈ આભા બોલી : 'તું તે કેવી છે, મા હમણાં સાંભળી જશે, અને આ લોકો યે શું --'

વચમાં જ નિર્મળા બોલી : 'નહિ તો ઇનામ નહિ મળે, કાં ?'

આભાએ ઊભી થઈ જઈ ઝડપથી ત્યાંથી ચાલવા માંડયું. નિર્મળા એની પાછળ દોડી જઈ બોલી : 'બીશ નહિ, તારામાં ભાગ નહિ પડાવું, અગાઉથી તારો ભાગ તું જ લઈ લે ને. બાકી રહેશે તેનાથી હું ખુશ રહીશ, ખરું કહું છું, જો જરાયે --'

આભા એને ધક્કો મારી બોલી : 'તું મરે !'

નિર્મળા હસીને બોલી : 'તો યે વાંધો નહોતો, પણ બે જણને તું કેવી રીતે સાચવી શકીશ એની જ મને ચિંતા થાય છે.'

ગુસ્સાભરી આંખે કંઈક બોલવા જતાં આભા રડી પડી.

નિર્મળા એની સામે આવી કોઈ જોઈ ન જાય તેમ ઊભી રહી બોલી: 'તું તે કેવી છે ! મશ્કરી યે સમજતી નથી ! પહેલાં તો કંઈ આવી

નહોતી, આજે તને આ શું થયું છે! આંખો લૂછી નાખ, કોઈ જોઈ જશે. આજે રજા છે — એ ભૂલી ગઈ લાગે છે!'

આભા બહાર ચાલી ગઈ.

નિર્મળાનાં હૃદયમાં તે વખતે દુઃખની કાળાશ જામતી જતી હતી. બળપૂર્વક ચહેરા પર હાસ્યની છટા ઉત્પન્ન કરી તે અંદર પાછી આવી.

તે વખતે અસીમ અમલાના સવાલના જવાબમાં કહી રહ્યો હતો: 'કલકત્તા આવ્યા પછી ખાવા પીવા સંબંધમાં મારો તો કોઈ અફર નિયમ રહ્યો નથી, હોટેલમાં યે ખાઉં છું, ને વીશીમાં યે ખાઉં છું. પણ વૃંદાવન બાબુનું એવું નથી, એ તો ભારે નિશ્ચયવાળા આદમી છે. વળી એમના દાદા પાકા હિંદુ છે. એ સાંભળે તો કંઈ વઢે કરે તો નહિ, પરંતુ, એમના જીવને ભારે દુઃખ થાય.'

અમલા વાશી ફૂલની પેઠે મલીન મોંએ બોલી: 'તો રહેવા દો ભાઈ, ચોરી છૂપીથી કંઈ કરવાનું હું નથી કહેતી.'

વૃંદાવન વાત દબાવી દેતો એકદમ બોલ્યો: 'એનું કહેવું સાંભળશો નહિ. એની મતલબ હું સમજું ને! મને છેતરી જાતે પેટ ભરવાનો એનો હેતુ છે, પણ એ નહિ બને. બાપ રે, બામણનું કાચું પાકું ખાવાનું ખાઈ ખાઈ મારા તો પ્રાણ કંઠે આવ્યા છે, તમારે ત્યાં ખાવાથી મોં પર જરા નૂર આવશે.'

અસીમ સ્તબ્ધ વિસ્મયથી એના મોં સામે જોઈ બોલ્યો: 'પરંતુ આજ પહેલાં તો ક્યાં યે —'

વચમાં જ વૃંદાવન બોલ્યો: 'તારે જવું હોય તો છાત્રાલયમાં જતો રહે, જા. આજે અન્નપૂર્ણાના ભંડારમાં આવીને લૂખે મોંએ પાછો જાઉં, — એ નહિ બને. તમારે કેટલી વાર થાય એમ છે, એટલામાં જ મને તો પેટમાં ભૂખથી કંઈ કંઈ થઈ જવા માંડ્યું છે!'

અસીમ ઠેકડો મારી બોલ્યો : 'હું યે રાતનો ભૂખ્યો છું.'

નિર્મળા હસીને બોલી : 'એ તદ્દન જૂઠું બોલ્યા, અસીમબાબુ! મેં સગી આંખે જોયું છે ને, એક મોટી ચિરૂટ પૂરી કર્યા પછી જ તો તમે આ ઘરમાં પગ દીધો છે.'

અમલા હસીને બોલી : 'આમની પાસે જરા બેસ તો મા! આભા ગઈ ક્યાં? એની સાથે થોડો નાસ્તો મોકલી આપું છું હોં!'

વૃંદાવન ગભરાઈ ને બોલ્યો : 'ના, ના, નાસ્તાની જરૂર નથી! તમે રસોઈ જ જરા વહેલી કરજો ને, બસ.'

વૃંદાવનને આટલાં વર્ષના પોતાના સંસ્કારને આવી રીતે વિદાય આપતો જોઈ ને અસીમ આભો બની ગયો. બીજી જ ક્ષણે તે ઉત્સાહમાં આવી બોલ્યો : 'ખરું કહ્યું, વૃંદાવન, બામણનું રાંધેલું ખાઈ ખાઈને અરૂચિ જ થઈ ગઈ છે. આમના જેવા હાથ એ લોકોના ક્યાંથી હોય! જેવું તેવું કાચું પાકું ઉતારી દે.'

અમલા ચાલી ગઈ.

નિર્મળા હસીને બોલી : 'આભા ક્યાં છે?'

અસીમ બોલ્યો : 'માત્ર ચોરી પર જ મન રાખે તે શું રાંધી શકે? ખાવાનું સંતાડી લાગ જોઇને બેસી રહે, વખત મળ્યો કે ચાંઉ!'

નિર્મળા હસીને બોલી : 'બહુ અનુભવ છે?'

અસીમ ભોળા ભલા માણસની પેઠે મોં કરી બોલ્યો : 'કરું શું, કલકત્તામાં બધાયે બામણો ચોર છે. એટલે જ જરાકમાં ગામ ઉજડ થઈ જાય છે, અમે ખાધું ન ખાધું એનું એમને શું? એનું રોજનું મારી ખાવાનું ખોટું ન થાય એટલે એ ખુશ!'

નિર્મળા બોલી : 'મને લાગે છે કે હકીકત જુદી છે.'

અસીમ આતુર ભાવે બોલ્યો : 'કેવી રીતે?'

નિર્મળા બોલી : 'મારા મત પ્રમાણે તમે લોકો કંજુસાઈ કરો

છો. જેને જે જોઈએ છે તે મળતું નથી — એટલે જ રસોઈ સારી થતી નથી.'

અસીમ વિચારમાં પડીને બોલ્યો : 'એમ પણ હોય. એ પણ બનવા જોગ છે. અમે પૈસા ખરચ કરીએ છીએ, પણ રસોડાના નોકર ચાકરને હાથે જ તો. એ બચ્ચાઓ જ અડધું હડપ કરી જાય છે. આ બાઈ, ચાકર, રસોયો, બધાંયે સરખાં છે.'

વૃંદાવન ગંભીર કંઠે બોલ્યો: 'એમ નથી.'

નિર્મળાએ હસીને પૂછ્યું : 'તમારો મત આના કરતાં યે આગળ વધ્યો લાગે છે! છાત્રાલયનો પ્રમુખ જ પાકો ચોર લાગે છે, નહિ?'

વૃંદાવને જીભ કાઢી માથું હલાવ્યું.

નિર્મળા બોલી : 'તો !'

વૃંદાવન બોલ્યો : 'મારા મત મુજબ બધી ચીજો મેળવવા છતાં, એક ચીજ એ લોકોને મળતી નથી.'

અસીમ ગભરાઈ બોલ્યો : 'કઈ ચીજ, કહો જોઉં. સેક્રેટરીને આજે જ જઈને કહું!'

વૃંદાવન હસીને બોલ્યો : 'એ ચીજ કંઈ બજારમાં વેચાતી મળતી નથી, ભાઈ! લાવીશ કયાંથી ?'

અસીમ નવાઈ પામી બોલ્યો : 'બજારમાં વેચાતી ન મળે એવી ચીજ વળી કઈ હોય!'

વૃંદાવન ગંભીર કંઠે બોલ્યો : 'તો શું ખોટું કહું છું ?'

નિર્મળા બોલી : 'આટલું જાણો છો તો તમે જ કેમ એ આણી દેતા નથી ? આટલા બધા માણસો ખાધું ન ખાધું કરી ઊઠી જાય છે, — જોઈ કેમ રહેવાય છે!'

વૃંદાવન બોલ્યો : 'શું કરું, એ ચીજ કંઈ અમારી પાસે નથી, એ તો કેવળ ગૃહલક્ષ્મીઓના જ કબજામાં છે. તમારા અંતરનો કરૂણ

સ્નેહરસ એ જ એ ચીજ છે. હજાર માથું કૂટીએ તો પણ, અમને છોકરાઓને એ ક્યાંથી મળવાનો હતો — નથી જ મળતો.'

આભા ચાની ટ્રે લઈને આવતી હતી. આ શબ્દો એને કાને પડતાં જ એકદમ એ થંભી જઈ બારણા આગળ જ ઊભી રહી. નિર્મળા ઝટપટ એના હાથમાંથી પડવાનું કરતી ચાની ટ્રે ઉપાડી લઈ સામેના ટેબલ પર મૂકતાં મૂકતાં બોલી: 'આ લો, દુનિયાનો તમામ સ્નેહ રસ, તમામ મધુર સ્વાદ આમાં મિલાવેલો છે, આટલો બીજા કશામાં મળશે કે કેમ તેની શંકા છે.'

ભોજન પછી આરામનો આગ્રહ ઠેલી શકાયો નહિ. સભ્યતાનું માન રાખવા જતાં, મનની દૃઢ માન્યતાઓને પણ ઢીલી કરવી પડી. ચંચળતાને દબાવી દઈ, વૃંદાવને મનમાં જ કંઈ કંઈ વિચારો કરી જોયા. તેણે વિચાર કર્યો: 'આજનો જ દિવસ. કાલથી — આ તરફ પગ દેવાનો નથી.'

પરંતુ એ એક દિવસનું જ બંધન કેટલું સખત થઈ ગયું હતું — એટલે કે પારકાની ગરદન પરનું ભૂત કેટલું પોતાની ગરદન પર આવી વળગ્યું હતું, એની મિમાંસા કરી જોવાનો એને વખત નહોતો.

બપોર પછી નિર્મળા સામે આવી બોલી: 'અમારી સાથે થોડું રમો, પછી જવા મળશે.'

વિરોધ કરવાથી કંઈ વળવાનું નથી એ સમજી જઈ બંને જણે, ડાહ્યા બાળકોની પેઠે તેમનું અનુસરણ કર્યું. પરંતુ રમત ઉતારીને મૂક્યા પછી એ પોતે જ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગઈ.

એટલે ત્રણે જણ વચ્ચે રમત ચાલી. આભા એકલી જ બંને જણની સામે ઊભી રહી. આ ગોઠવણ જોઈ પહેલાં તો બંને જણની સામે ઊભી રહી. આ ગોઠવણ જોઈ પહેલાં તો બંને જણને માથું કપાઈ ગયા જેવું લાગતું હતું, પરંતુ થોડા જ વખતમાં,—આભાની

યૌવનભરી દેહલતાના થરૂજવાથી, એના સુડોળ બાહુ ઊંચાનીચા થવાથી રમતમાં વારેઘડીએ ભૂલો થયા કરે છે એ જોઈ, એમનો પહેલાંનો સંકોચ જતો રહ્યો. મુગ્ધ નેત્રે તેઓ એ રમતમાં મશગૂલ કિશોરીના સહેજ કંપતા ગોરા ગુલાબી હોઠને જોયા કરવા લાગ્યા, અને એમના દિલમાં કોઈ જુદો જ પ્રવાહ જાગૃત થઈ વહેતો થયો. રમત કરતાં રમનારાઓનું ધ્યાન રમનારી તરફ વધારે હોવાથી તેમનો પરાજય ચોક્કસ થઈ ગયો.

ક્યાંકથી દોડી આવી, માથા ઉપર ઢગલો ફૂલ ઉછાળતી નિર્મળા બોલીઃ ‘ આ દાવ હું જીતી છું, યાદ રાખજો. ’

નીકળતી વખતે અમલાએ પુત્રીને એકાંતમાં બોલાવી કહ્યુંઃ ‘ ચોપડીઓ આપીને, આભા ? ’

મોં ફેરવી લઈ આભાએ ઉત્તર દીધોઃ ‘ વાહ રે, એ તો મારી છે, હું શેની આપું ? ’

અમલા હસીને બોલી : ‘ તારી વળી કેવી રીતે થઈ ? ’

આભા બોલી : ‘ કોઈ કંઈ ચીજ ફેંકી દે, તો પછી એ ચીજ જેના હાથમાં આવે તેની જ કહેવાય ને. ’

અમલા ગંભીર થઈને બોલી : ‘ એમ તે થાય ? માલીક શોધતો આવે તો એને પાછી આપવી જ જોઈએ.’

આભા બોલી : ‘ અહીં તો માલીક શોધવા તો નથી જ ગયો, પણ સામી ચાલીને આપવા જતાં તે પોતાની છે એટલું પણ એણે કબૂલ કરવાની ના પાડી છે. તો પછી ફરી ફરી એની માથાઝીક શા સારૂ કરવી ? ’

અમલા મંદ હસીને બોલી : ‘ આટલું બધું ! બહુ શરમાઓ

છે, હવે વધારે શરમમાં નાખવાની જરૂર નથી. બિચારાનું ભણવાનું બગડે છે, આપી દે.'

અસીમ નિર્મળાની સાથે વાતો કરતો કરતો આગળ નીકળી ગયો હતો. પણ છેલ્લી વિદાય લેવાની રાહ જોતો વૃંદાવન હજી યે ઊભો રહ્યો હતો.

આભા એની પાસે આવી બોલી : 'તો કાલે જરા આવીને ચોપડીઓ લઈ જજો, વૃંદાવન બાબુ. આજે ક્યાં મૂકી દીધી છે, કંઈ યાદ નથી આવતું.'

એ લોકોના ગયા પછી, આભા દોડતી પિતાની પાસે આવી બોલી : 'મને થોડા રૂપિયા આપો, બાપા.'

હસીને પિતાએ પુત્રીને જવાબમાં સામો પ્રશ્ન કર્યો : 'રૂપિયાનું શું કામ પડ્યું, બેન ?'

આભા ઢીલા અવાજે બોલી : 'બેનપણીનો એક બોચ જોવા લીધો હતો, બાપા, તે ખોવાઈ ગયો છે.'

હાથમાંની ચોપડીનાં પાનાં ઉથલાવતાં ઉથલાવતાં મિ. પાલિત બોલ્યા : 'એ જ ને, લાવી આપીશ, એની તું ચિંતા ન કરતી.'

આભા ગભરાઈને બોલી : 'તમે તે કેવી રીતે આણી આપશો, બાબા ! બેનપણીનો જેવો હતો તેવો જ લાવવો જોઈએ. ખોવાઈ ગયો છે ને હું લાવી આપું છું એ જાણે તો એ લે જ નહિ.'

પિતા હસીને બોલ્યા : 'ઠીક, તો તું જ મારી સાથે આવજે ને.'

આભા ચંચળ આંખો વાળી લઈ બોલી: 'બહુ મોડું થઈ જાય, બેનપણી કોણ જાણે કઇ ઘડીએ માગે, કંઈ કહેવાય નહિ.'

મિ. પાલિતે સ્થિર શાંત આંખો પુત્રીના મોં ઉપર ઢાળી કહ્યું: ' મારે કંઈ મોડું થવાનું નથી, મા, એક જરૂરી કામ છે એટલે હમણાં બહાર નીકળું એટલી જ વાર છે. '

મનમાં હસીને પુત્રી બોલી: ' ઓહ! તો તો કેમ ફાવે! તો, એમ કરોને બાપા. યુરોપિયન કંપનીઓમાં તો એક જ ભાવ હોય છે. મને જ એકલી ને જવા દોને. કાં? '

પિતાએ આગળ કંઈ બોલ્યા વગર પુત્રીની આગળ ચાવીઓનું ઝૂમખું ફેંક્યું.

બીજે દિવસે આખી સવાર રાહ જોઈ ને બેસી રહી, પણ આભાને વૃંદાવનનું મોં જોવા મળ્યું નહિ. આતુરતાથી અધીરી બની તે છેવટે તેની કૉલેજના દરવાજે જઈ ને ઊભી રહી! પ્રવેશદ્વાર તરફ એક બે વાર પગ ભર્યો, છેવટે હિંમત કરી એણે અંદર પ્રવેશ કર્યો.

એક લાકડાના કઠેડાવાળા ઓરડા આગળ આવી એ ઊભી રહી. ચારે બાજુ ક્ષુધિત આંખો એની સામે તાકી રહી હતી — ટેવ હોવા છતાં યે અહીં એને ખૂબ જ સંકોચ થતો હતો. તેથી ઝટપટ ઓરડાનું બારણું ઠેલી તે સંતાઈ ગઈ. ઓરડાની અંદર એક વૃદ્ધ સાહેબ બેઠા બેઠા એકચિત્તે કંઈ વાંચી રહ્યા હતા. છોકરીને આવી રીતે અંદર પ્રવેશ કરતી જોઈને તેઓ ઉત્સુક આંખે તેની સામે જોઈ રહ્યા.

આભા કંપતે પગલે એમની પાસે જઈ ધ્રૂજતા અવાજે બોલી: ' વૃંદાવન પાલને મારે ખાનગીમાં મળવું છે, મળી શકાશે? '

સાહેબે માનપૂર્વક તેને એક ખુરશીમાં બેસાડી, પટાવાળાના હાથમાં ચિઠ્ઠી લખીને આપી. પ્રિન્સિપાલનું તેડું, એટલે તમામ વિદ્યા-

થી'ઓને મન ભય અને ચિંતાને વિષય. ખૂબ હિંમતબાજ હોવા છતાંયે વૃંદાવનના પગ ધ્રૂજતા હતા. પરંતુ ઓરડામાં પ્રવેશ કરતાં જ વૃદ્ધના ગંભીર મોંને બદલે, એક હસતા મુખના સ્નેહભર્યા નિમંત્રણે તેને જરા વધારે પ્રમાણમાં ધ્રૂજતો કરી મૂક્યો.

પલકમાં પોતાને સ્વસ્થ કરી લઈ તે બોલ્યોઃ ' તમે અહીં ? '

આભા અત્યારે એકલી હતી. સાહેબ એને બેસાડીને બહાર ગયા હતા. તેથી વૃંદાવનના પ્રશ્નના જવાબમાં તે વગર સંકોચે બોલીઃ ' શું કરું ? તમે તો આવ્યા નહિ, એટલે મારે આવવું પડયું. ચોપડીઓ તો આપવી જ પડેને ! '

વૃંદાવન હસીને બોલ્યો : ' એટલે કે એ તમને છેક ભારરૂપ જ થઈ પડી હતી, એમજ ને ? લાવો, કયાં છે ? '

આભા ગંભીર મુખે બોલીઃ ' પારકી ચીજનો કોને ભાર ન લાગે ?'

આભાએ આપેલા બંડલમાં ચકચકતી નવી ચોપડીઓ જોઈ વૃંદાવન વિસ્મયથી આભો બની ગયો; ને બોલ્યોઃ ' આ શું, આ તો મારી નથી ! મારી તો જૂની હતી, આ તો નવી નકોર છે ! '

આભા એકદમ મોં ફેરવી લઈ અસહિષ્ણુ ભાવે બોલી : ' એની વાત હવે કાઢશો નહિ. માની લો કે કોઈએ એ ભિક્ષામાં માગી લીધી છે. એના બદલામાં આ રાખશો તો મને ખૂબ જ આનંદ થશે. '

વૃંદાવન અસ્વસ્થ બની બોલ્યો : ' એનો અર્થ એ કે મેં થોડો ઘણો ઉપકાર કર્યો છે એના બદલામાં આ દાન મને મળે છે. એમ જ ને ? '

કંપી ઊઠી આભા બોલી : ' મને શું એટલી નીચ સમજો છો ! ઠીક તો, સાંજ પડતા પહેલાં હું એ બધી પાછી મોકલી આપીશ.'

[illegible]

પળવાર સ્તબ્ધ બની વૃંદાવન સામે પડેલી ચોપડીઓ જોરથી છાતી સરસી દાબીને ઊભો રહ્યો. પછી, વટોળિયાની પેઠે આભાની મોટરની પાસે આવી હાંફતો હાંફતો બોલ્યો: 'આ થોડીક સડેલી ચોપડીઓ આપી મારી ચોપડીઓ પડાવી લેશો એ નહિ બને. રાખવી હોય તો એ રાખજો — નહિ તો આગમાં ફેંકી દેજો. બાપ, આટલા દિવસ મેં એ ચોપડીઓથી કેટલા દુઃખમાં વીતાવ્યા છે! હાથ અડાડવા જતાં પાનાં ખરી પડે એ ચોપડીથી ભણવાનું કેમ ફાવે?'

બોલવાનું જેમ તેમ પૂરું કરીને એ પાછો દોડી ગયો. આભા લાકડાની પૂતળીની પેઠે બેસી રહી — એક અક્ષરે બોલી શકી નહિ.

: ૯ :

થાકમણિનો ચરખો લઈને વૃદ્ધ હરદયાળ ઘૂર ઘૂર ફેરવતો હતો. એટલામાં પુંટી હસતી હસતી પાસે આવીને બોલી: 'આ શું કરો છો, દાદુ? ચરખો ફેરવો છો? રૂ ક્યાં છે?'

ડોસો ડાબા હાથ ભણી ઈશારો કરીને બોલ્યો: 'ઓહ! હા! રૂ ક્યારે ખૂટી ગયું, એની તો મને સરત જ ન રહી, બેન!'

પુંટી ખિલ ખિલ કરતી હસીને બોલી: 'હારતો, સારું થયું કે હું આવી ચડી. જીવ શા વિચારમાં ડૂબી ગયો હતો?'

શૂન્ય નજરે આકાશ ભણી જોઈ ઉદાસ ભાવે ડોસો બોલ્યો: 'શી ખબર, બેન, તારી બુઢ્ઢી દાદીમાની શોધમાં જીવ ઘૂમતો હશે.'

'હં, નહિ, હું કહું ક્યાં ઘૂમતો હતો?'

આગ્રહ પૂર્વક ડોસો એનો હાથ પકડી લઈ બોલ્યો: 'કહે બેન, જરૂર કહે. મારો જીવ છાનો માનો ક્યાં ભાગી ગયો હતો?'

પુંટી ડોક વાંકી કરી બોલી: 'બીજે ક્યાં, કલકત્તામાં વૃંદાવન ભાઈની પાછળ જ તો!'

જોરથી જમીન પર હાથનો પંજો પછાડી ડોસો બોલ્યો: 'કહી નહિ.'

પુંટી હસીને બોલીઃ 'તમે ના કહ્યું એટલે હું માની લઈશ કેમ ! સ્પષ્ટ દેખાય છે એ કંઇ નહિ ?'

ઉત્તેજિત કંઠે ડોસો બોલ્યોઃ 'તારા જ વિચારમાં જીવ તો ડૂબી ગયો હતો. પણ મારી ચિંતા કરનારો એ કોણ ? પૈસાના જોરે આટ આટલું કરવામાં મારી જ ભૂલ છે. હજાર પ્રયત્ન કરો પણ પારકાં કંઈ પોતાનાં થતાં નથી. નજર આગળ હોઈએ ત્યાં લગી દાદુ,—બસ, સમજીને ?'

પુંટી ચિંતાતુર અવાજે બોલીઃ 'આ વખતે જઈને તરત એમણે કાગળ નથી લખ્યો, નહિ, દાદુ !'

ડોસો ચરખો દૂર હડસેલી દઈ તીવ્ર અવાજે બોલ્યોઃ 'શું જરૂર એને કાગળ લખવાની ? કોને લખે,—મને ? શા માટે, હું એના કાગળની રાહ જોઈને બેસી રહ્યો છું ખરોને ?'

પુંટી બોલીઃ 'તોયે એણે લખવો તો જોઈતો હતો.'

મોં વિકૃત કરી ડોસો બોલ્યોઃ 'હાં, અંગ્રેજના બચ્ચાઓને પાછું એવું ખરું ને ! પોતાને પૈસા મળ્યા કે એમનું પત્યું. તમે જીવો છો કે મરી ગયાં એ ખબર કાઢવાની કોને પડી છે ? સૌ મતલબનું સગું છે. પુંટી, સૌ મતલબનું સગું છે. જરૂર પડે ત્યારે જો જેને, એક ને બદલે વીસ કાગળો આવી ઊભા રહેશે. હવે આપું તોને ! એક કાણી કોડીયે જો હવે હાથમાં પરખાવું તો મને કહેજે !'

'વખતે એનું શરીર સારું નહિ હોય, દાદુ, બાકી કદી આવું તો કરતો નથી.'

ડોસો ખેદયુક્ત નીરવ મોંએ એની સામે જોઈ રહ્યો.

પુંટીએ બોલવા માંડયુંઃ 'રસ્તાની યે હાડમારીઓ ઓછી છે તે ? નીકળતી વખતે માથું દુખતું પણ હતું.'

આગ્રહ પૂર્વક ડોસાએ પૂછ્યું: 'માથું દુખતું હતું? ક્યાં, એ વાત તો મને એણે કહી નહોતી! હાસ્તો, શું કરવા કહે, હું એનો કોણ?'

પુંટી ધીરજથી નમ્રતાથી સમજાવવા લાગી: 'એમણે કહ્યું હોત તો શું તમે એમને જવા દેત? વળી આ વખતનું ભણવાનું યે ખૂબ અઘરું છે. એક દિવસ ગેરહાજર રહે તો પાસ થવું ભારે થઈ પડે, હાજરી જોઈને જ પરીક્ષામાં બેસવાની રજા આપે છે.'

ડોસો બોલ્યો: 'તો આવું ભણતર ભણવાનું એને કોણે કહ્યું છે? પોતાનું શરીર જ જો નહિ સચવાય તો ભણતરને શું ધોઈ પીવાનું? આટલા પૈસા ચારે બાજુથી વેર્યા કરું છું તે કોને વાસ્તે? આ હું અભણ છું, એથી શું મારું કંઈ અટકી પડયું છે? પોતાની મિલકત પોતે સંભાળી લે કે પત્યું, પરંતુ કહું કોને? સાંભળે કોણ?'

થોડીવાર ગંભીર થઈને બેસી રહ્યા પછી ડોસો ફરી ઊઠીને ઊભો થયો ચાદર ખભે નાખી. પછી જોડા અને લાકડી શોધવા આમ તેમ ફાંફાં મારવા માંડયાં. એ જોઈ પુંટી એ બંને ચીજો એમની સામે મૂકી દઈને બોલી: 'ક્યાં જવું છે, દાદુ?'

ડોસો જોરથી લાકડી જમીન પર ઠોકી બોલ્યો: 'આ અપશુકન કરાવ્યા! બહાર નીકળતી વખતે તેં પાછું જોવડાવ્યું!'

પુંટી હસીને બોલી: 'તમે ક્યાં પાછું જોયું છે તે, દાદુ! સામી જ તો ઊભી રહીને હું વાત કરું છું, એમાં દોષ શો? હરી આજી કલકત્તાથી આવ્યો છે એની પાસે જાઓ છોને, હં?'

ચીડમાં દાંત ભચરડી ડોસો બોલ્યો: 'એ ગયો ચૂલામાં! હું તો બજારમાં ભવાઈ જોવા જાઉં છું.'

અડધા કલાકમાં પાછા આવી હાથમાંની લાકડી અને ખભા પરની ચાદર ઉતારી જોરથી ફેંકી દઈ ડોસો ધબ કરતો બારણાના ઉમરામાં જ બેસી પડ્યો. બીકથી આડી નજરે એના મોં સામે નજર રાખી પુંટી થોડી વાર અહીં તહીં ને તહીંથી અહીં ફરી. પછી એકદમ ડોસાની પાસે આવી બેસી પડી બોલીઃ 'શું સમાચાર જાણી આવ્યા, દાદુ?'

હવાઈના પલિતાને જાણે કોઈએ દેવતા લગાડ્યો. એકદમ કૂદકો મારી ડોસો બોલ્યોઃ 'બીજા શા સમાચાર જાણવાના હતા તે? કોઈની ય ચિંતા હું કરતો હોઉં તોને!'

પુંટી ઢળેલી નજરે પળવાર ચૂપ રહી બોલીઃ 'તો યે?'

દાંત કચડી ડોસો બોલ્યોઃ 'મજામાં છે.'

પરંતુ આ 'મજામાં છે' શબ્દોમાં કેટકેટલી અંતરની વેદના ભરેલી હતી, એ કેવળ પુંટીને જ ખબર હતી.

અને બીજી ખબર હતી, આ સકળ સૃષ્ટિના કર્તા અંતર્યામીને.

પળવાર મૂંગી બેસી રહી પુંટી બોલીઃ 'આપણે એમને પહેલો કાગળ લખીએ તો ન ચાલે, દાદુ?'

ડોસો આગભરેલી આંખે એની સામે જોઈને બોલ્યોઃ 'શું બોલી? હું કાગળ લખું? શા સારુ? એટલી શી એની સાડાબારી છે તે? આ વખતે રૂપિયા માગશે તો ઝાડુ નહિ દઉં?'

એટલામાં બહારથી પટાવાળાએ બૂમ મારીઃ 'કાગળ લઈ જજો.'

પુંટીના આખા શરીરમાં એક પ્રકારના આનંદનાં મોજાં ફરી વળ્યાં. ઉતાવળે પગે તે દોડતી ગઈ, ને જતાં જતાં બોલીઃ 'જુઓ, દાદુ, આ કાગળ આવ્યો.'

ડોસો ઉમરામાંથી જ ચીસ પાડી બોલી ઊઠ્યોઃ 'ખબરદાર પુંટી, ફેંકી દે, એ કાગળ મારી પાસે લાવતી નહિ.'

પુંટી પાસે આવી મીઠામધુર અવાજે બોલીઃ 'આટલા ગુસ્સે થઈ જાઓ એ કંઈ ચાલે દાદુ! કંઈ કારણ આવી પડે તો વેળાસર નયે લખાય, વાંચી તો જુઓ!'

વાઘની પેઠે ઠેકડો મારી પુંટીના હાથમાંથી કાગળ પડાવી લઇ તેના ટુકડે ટુકડા કરી ફેંકી દઈ ડોસો બોલ્યોઃ 'આ લે, પત્યું ને. કાગળ લખનારા જોયા ન હોય તો!'

દુઃખી હૃદયે પુંટી થોડીવાર પડેલા ટુકડાઓની સામે જોઇ રહી. પછી હૈયાફાટ એક નિઃશ્વાસ નાખી ધીરે ધીરે ત્યાંથી જતી રહી.

અડધા કલાક પછી કંઇક કામે પુંટી પાછી આવી, જુએ છે તો ડોસો ધ્યાન મનથી ફાડેલા કાગળના ટુકડાઓ ભેગા કરવાની કોશિશ કરી રહ્યો હતો.

પાસે આવી પુંટી મીઠું મધુર હસીને બોલીઃ 'ખરો તમારો ગુસ્સો છે, દાદુ. તે વખતે અમથા અમથા કાગળ ફાડીને ફેંકી દીધો, અને હવે આટલી દુઃખી થઇ રહ્યા છો!'

જરા મુંઝાઇને ડોસો બોલ્યોઃ 'છેવટે એવું જ થયું. નીકળતી વખતે પેલા નિઃશ્વાસ કોણે નાખ્યા'તા કહે? જોઉં, જો તારે વિષે કંઈ લખ્યું હોય તો, બાકી તો મારે હવે શું છે!'

લજ્જાથી લાલ બનેલું મોં નીચું ઢાળી પુંટી બોલીઃ 'જાઓ!' તમારે કંઇ નહિ?'

અને બીજી જ ક્ષણે પ્રેમથી પ્રફુલ્લ મુખ ઊંચું કરી બોલીઃ 'વારુ તો, ગમે તેને વિષે લખ્યું હોય, પણ ખબર તો મોકલ્યા છે ને! ટુકડા ભેગા કરીને કંઇ જાણવા મળ્યું કે ખાલી મહેનત માથે પડી!'

સ્થિર નજરે ટુકડાઓ તરફ જોઈ રહી ડોસો એકદમ ઉત્તેજિત થઈ જઈ બોલ્યોઃ 'આ જો, હું કહું છું તેવું જ છે. રૂપિયાની જરૂર પડી એટલે ડોસો યાદ આવ્યો! મારે ઘેર જાણે ભાઈ ઝાડ વાવીને ગયા છે. હલાવો કે રૂપિયા જ રૂપિયા!'

થોડીવાર બેસી રહી પુંટીએ કંઈ પણ બોલ્યા વગર ધીરે ધીરે ત્યાંથી જવા માંડયું. ડોસો ત્વરિત ગતિએ એની પાસે જઈ એનો હાથ પકડી ઊમરા ઉપર જ તેને બેસાડી દઈ બોલ્યોઃ 'મારું બોલવું તને જરાયે ન ગમ્યું, નહિ? તારા મત પ્રમાણે કેટલાક રૂપિયા મારે પાણીમાં નાખવા જ જોઈએ, કેમ?'

પુંટી મ્લાનમુખે બોલીઃ 'હું કયાં કંઈ બોલી છું તે, તમને ઠીક લાગે તે કરોને, હું એમાં શું જાણું!'

ડોસો બોલ્યોઃ 'પણ મનમાં તું બીજું જ બોલી રહી છે! —આ વખતે મોકલો—ભૂલ થાય તો શું એની કંઈ માફી નથી અપાતી?

—ગમે તેમ તોયે એ પરદેશ છે—બાળક છે, કંઈ ન સમજે તો શું થઈ ગયું? હજી ઊમર કયાં થઈ છે? આવું તારા મનમાં છે ને? હું નહિ આપું. એક ફૂટી બદામે એને નથી મોકલવાનો પછી તારે કરવો હોય એટલો ગુસ્સો મારી પર કરી લેજે. શું કરવા આપું? હાસ્તો, મને તો ખાધે પીધે ઊંઘ આવતી નથી! એટલે, એને ને મારે શું કે એની હું આટલી ચિંતા કરી કરી મરું! —હો, કરી ચિંતા.!'

પળવાર નીચું મોં ઘાલી બેસી રહી એકાએક ગંભીર કંઠે પુંટી બોલી ઊઠીઃ 'ભલે તો, રૂપિયા ન આપવા હોય તો લખી નાખો કે હવે તારું કલકત્તાનું ખરચ મારાથી વેઠાય તેમ નથી. તને ફાવે તો છોકરાં ભણાવી ભણજે, નહિ તો ઘેર પાછો આવતો રહે. એને વાસ્તે મને બાળો છો શું કરવા!'

પુંટીના મોં આગળ હાથ હલાવી કઠોર સ્વરે ડોસો બોલ્યો: 'હો, રીસમાં પીગળી ગયા! તારે લખવો હોય તો તું લખ. મારે કંઈ ગરજ નથી. કાગળ નથી લખવાનો, પૈસા પણ નથી મોકલવાનો. જોઉં છું તું શું કરી નાખે છે તે!'

વેગથી ઊભી થઈ જઈ પુંટી બોલી: 'બહુ સરસ! હું છિદામ ભાઈની પાસે કાગળ લખાવીશ.'

એકદમ ઉશ્કેરાટમાં ડોસો વચમાં બોલી ઊઠયો: 'જો પુંટી, બે દિવસ પછી તું જ મારા ઘરની વહુ થવાની છે. ઉંમર કંઈ છેક કાચી નથી. જેને તેને ઘેર જવાનું નથી એ કહી દઉં છું.'

પાછી આવી ઊમરા પર બેસી પડી પુંટી બોલી: 'ભલે, નહિ જાઉં. પરંતુ હું બોલું તેમ તમારે કાગળ લખી દેવો પડશે.'

આવી પડેલી આફતમાંથી છૂટકારો પામતાં હાશ કરી ડોસો બોલ્યો: 'તે લખી આપીશ. રાત્રે ખાઈ પરવાર્યા પછી કહેજે, જેમ લખાવીશ તેમ લખી દઈશ.'

પળવાર નીરવ રહી ડોસો ખિન્ન મનથી બોલી ઊઠયો: 'ઘરડો થયો, ને કેટલાંયને ગળે ભાર રૂપ બની જીવું છું, હવે આમ ક્યાં લગી? એટલે મન થાય છે કે વૃંદાવનચંદ્રના ચરણકમળમાં બધું સમર્પણ કરી દઈ કામકાજની જંજાળ છોડી દઈ, નિરાંતે બેસું. પરંતુ એવી ગાંઠ વળેલી છે કે કેમે કંઈ થતું નથી. અડધે રસ્તેથી રાધારાણીએ પાછો કાઢયો. તેથી કહું છું કે મનની ગાંઠ કાપી નાખ્યા વગર ઈશ્વરે કેવી રીતે સ્વીકાર કરે?'

રાત્રે વાળુ પછી એક કાગળ લાવી ડોસાની સામે મૂકી પુંટી બોલી: 'લો, દાદુ, લખી આપો.'

આળસ મરડી ડોસો બોલ્યો: 'આજે શરીર સારું નથી, બેન, કાલે તને લખી આપીશ.'

આ શબ્દોની અંદરથી કેટલી વેદનાનો ભાર બહાર નીકળી આવે છે, એ ધ્યાનમાં લઈ પુંટી આગળ કંઈ જ બોલી નહિ. એ મૂંગી મૂંગી ડોસાના પગની આગળ પાલવ પાથરી સૂઈ ગઈ.

સ્નેહ ને લાડથી પુંટીના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં ડોસાએ પૂછયુંઃ ‘ અહીં કેમ સૂઈ ગઈ ? ’

પડખું ફરી સૂઈ જઈ, આંખો મીંચી, પુંટી બોલીઃ ‘ કંઈ નહિ, દાદુ, આજે અહીં જ પડી રહું એમ થાય છે. ’

ડોસો સ્નેહથી બોલ્યોઃ ‘ મા ચિંતા કરશે, બેન ! ’

ઝડપ ઊભી થઈ જઈ પુંટી બોલીઃ ‘ હું દૂર થાઉં તો જ તમને નિરાંત થાય, ખરું ને દાદા મશાઈ ? ’

આભા બની વિસ્મયથી એના મોં સામે જોઈ ડોસો બોલ્યોઃ ‘ એ શું બોલી, બેન ? ’

પુંટી આંખો પરથી હાથ ખેંચી લઈ બોલીઃ ‘ એવું જ તો ! એક તરફ એક જણુને કોઈ દૂર અજાણ્યા દેશમાં ધકેલી દઈ નિરાંતે બેઠા છો. એની હાથ ખરચી બંધ કરી દઈ આજે એને ઊંડા પાણીમાં વહેતો મેલ્યો; અને આ તરફ આ અભાગણી ઘરમાં પગ ન દે એવી વેતરણુ કરી રહ્યા છો. બસ, પછી હાથપગ લાંબા કરી ભગવાનનું નામ લેવાશે. ઓહ, અમે જ જાણે એમનું મોં શીવી લીધું હશે ! ’

ડોસો શાંત પણ મ્લાન કંઠે, માથું ખંજવાળતો બોલ્યોઃ ‘ એવું હું ક્યાં કરું છું, બેન ? હું તો કહું છું મા ચિંતા કરશે. ’

પુંટી ગર્વથી બોલીઃ ‘ શું કરવા ? અહીં વગડામાં પડી છું ખરીને કે ચિંતા કરી મરશે ! એકલી શું એ કદી રહેતી નથી ? કેટલીયે રાતો તમારા પગમાં સૂઈને કાઢી છે, બોલોને, ખબર કાઢવા આવી છે એ કોઈ દહાડો ? ’

ડોસો એનું માથું પોતાના ખોળામાં ખેંચી લઈ બોલ્યોઃ 'ગુસ્સો ન કરીશ, બેન, બુઢ્ઢો થયો છું, બુઢ્ઢા માણસના મિજાજનું કંઈ ઠેકાણું હોય છે!'

થોડાક દિવસ ખૂબ શાંતિમાં પસાર થઈ ગયા. ડોસાએ વૃંદાવનની કંઈ જ વાત કાઢી નહિ, પુંટી પણ કંઈ પૂછવાની જરૂર સમજી નહિ.

ઓચિંતા એક દિવસ એક મનિઓર્ડરની પહોંચ આવેલી જોઈને પુંટી હસીને બોલીઃ 'આ કહેતા હતા ને કે રૂપિયા નહિ મોકલું! પાછા મોકલ્યા ને!'

મોટેથી હસીને ડોસો બોલી ઊઠયોઃ 'માળો, એ ઘરમાં જે સિપાઈ મૂકીને ગયો છે એને પહોંચી શકાતું નથી, નહિ તો હું તો હમણાં જ બંધ કરી દઉં, બહેન! બાકી એની તે શી તાકાત છે, એનું ખાવા પીવાનું યે બંધ થઈ જાય!'

: ૧૦ :

એકંદરે અસીમ કંઈ એટલો ખરાબ છોકરો નહોતો. ધૂન આવી જવાથી વૃંદાવને કરેલું કાર્ય પોતાને માથે લઈ લઈ પોતાની સુકીર્તિનો ઢોલ પીટવા એ બેસી ગયો હતો ખરો, પરંતુ એ કાર્ય વૃંદાવને કરેલું હતું એની એને બિલકુલે ખબર નહોતી. ખબર હોત તો એ એવું કરત કે કેમ તે વિષે સંદેહ છે! પોતે નિરંકુશ જીભ ઉપર અંકુશ ન મૂકી શકયો તે માટે, વૃંદાવન વગેરે છાત્રાલયના તમામ સોબતીઓની સાથે સાથે એને પોતાને પણ દિલમાં એક ભયંકર વ્યથા થઈ હતી. એટલે કેટલેક અંગે જાણી જોઈને જ તે મિ. પાલિતને ઘેર ગુનેહગારના રૂપમાં આવી ઊભો રહ્યો હતો.

તે દિવસે અમલાના મધુર સ્નેહનો સ્વાદ ચાખી તૃપ્ત થઈ પાછો આવ્યા પછી, દરરોજ તેનો જીવ તે તરફ ખેંચાયા કરતો. અનેક તર્ક વિતર્કના વાવંટોળિયાઓની સાથે બાઝાબાઝી કરી, યોગ્ય અયોગ્યની ભમરીમાં સતત ચકરીઓ ખાધા પછી, તે આજે બહાર નીકળી પડયો હતો. ઘરમાંથી બહાર નીકળવા પગ ભર્યો તે પહેલાં તો કેટલીયે વાર એણે પહેરેલાં કપડાં કાઢી નાખ્યાં હતાં. છેવટે જવું ન જવું એની ખેંચતાણમાં જવું એ જ મહત્ત્વનું થઈ પડયું.

બહાર નીકળતી વખતે વૃંદાવનને પણ સાથે ખેંચી જવાની ઇચ્છા ખૂબ પ્રબળ થઇ આવવાથી તે એક વખત તેની ઓરડી તરફ ગયો હતો. પરંતુ બીજી જ ક્ષણે શી ખબર શું ધારીને દાદર ઊતરી ઝટપટ ચાલી ગયો હતો.

મિ. પાલિતના ઘર આગળ આવતાં અસીમે નોકરને મોંએ સમાચાર સાંભળ્યા કે શેઠ શેઠાણીની સાથે બહાર ફરવા નીકળી ગયા છે. પરંતુ આભાબેન ઘરમાં છે, જરૂર હોય તો એમને ખબર આપું

એક અસ્પષ્ટ આનંદના પ્રવાહમાં અસીમનું સમસ્ત અંદર નાચી ઊઠયું. બીજી જ ક્ષણે શી ખબર શું વિચાર કરીને તેણે મોં ફેરવી નાસી જવાની ઇચ્છા કરી. પરંતુ માણસ દેવાધીન છે. કોઇ અજ્ઞાત શક્તિના આંગળીના ઇશારે તેના તમામ સંકલ્પો ખખડી ગયા.

આનંદની પ્રતિમા રૂપ નિર્મળા એક અતિ ઉજ્જવળ હાસ્યનો તરંગ પ્રકટાવતી તેની પાસે આવી પહોંચી; બોલી: ' આ શું ? ચોરની પેઠે નાસી કેમ જાઓ છો, અસીમ બાબુ ? અતિથિ બારણે આવીને પાછો જતો રહે તો ગૃહસ્થનું અકલ્યાણ થાય એ ખબર છે? ચાલો, ચાલો, પાછા આવો ! "

અસીમ માથું ખંજવાળતો હા ના કરતો બોલ્યો : ' એ લોકો ઘરમાં નથી એમ સાંભળ્યું ને, એટલે પાછો જતો હતો ! '

નિર્મળા પ્રફુલ્લ મુખે કંઇ કેક બોલવા જતી હતી, પણ તેણે એકાએક મોઢે રૂમાલ દાબી દીધો. પછી તે ખૂબ સહજ સરળ કંઠે બોલી: 'કેમ, આભાને શું અતિથિનો સત્કાર કરતાં નથી આવડતું ?

જરા પરિહાસ કરવાનો લોભ જતો ન કરી શકવાથી અસીમ બોલ્યો: ' શી ખબર, નયે આવડતું હોય. બિનઅનુભવી માણસ, શંકા તો થાયને !

હોઠ દાબી હસવું ખાળી રાખી નિર્મળા કૃત્રિમ ક્રોધ કરીને બોલી:

'મારી સહિયરના નામ પર આવું ભારે કલંક ચડાવવાની તમે હિંમત કરો છો! ઊભા રહો એની સજા આપું છું.'

આમ કહી ધબ દઈને એણે અસીમનો એક હાથ જોરથી પકડી લઈ કહ્યું: 'એક સુંદર, સુશિક્ષિત, સદાચારી મહિલાના નામે મિથ્યા દોષનું આરોપણ કરવાના અપરાધે હું તમને ગિરફતાર કરૂં છું. ચાલો!'

અસીમ હસીને બોલ્યો: 'ક્યાં જવાનું છે!'

નિર્મળા ગંભીર મુખે બોલી: 'આરોપીએ એવો પ્રશ્ન પૂછવો નકામો છે.'

બંનેને ઓરડામાં પ્રવેશ કરતાં જોઈ આભા હસીને સામી આવી. કદાચ તેની નજર, આ બંનેની પાછળ કોઈક બીજાની પ્રતીક્ષા કરી રહી હતી, પરંતુ એ ન આવવાથી પળવાર જાણે તે નિરાશ ભાવે નીચું જોઈ રહી.

બીજી જ ક્ષણે તેણે નિરાશાનો ભાવ છુપાવી દઈ પ્રફુલ્લ મુખે આવકાર આપ્યો: 'ઓહ આવો, સમાચાર તો સારા છે ને!'

નિર્મળા ગંભીર કંઠે બોલી: 'થોભો! તેઓ બારણેથી પાછા ભાગી જતા હતા, એની પહેલી સજા કરો!'

આભા જરા હસીને બોલી: 'એટલે તું પકડી લાવી એમ?'

નિર્મળા બોલી: 'નહિ તો કંઈ આવત!'

આભા ઉજ્જવળ નજરે જોઈને બોલી: 'તો તો સિપાઈ વફાદાર છે એમ કહેવું પડશે, તમારો શો મત છે, અસીમબાબુ!'

નિર્મળા સાથે સાથે હાથ લાંબો કરી બોલી: 'માત્ર મોઢાના શબ્દોથી નહિ પતે, ઈનામ આપવું પડશે.'

આભાએ ચોરી છૂપીથી એને એક ચીમટો ભર્યો.

નિર્મળા હસીને બોલી: 'ઠીક ભાઈ, ભલું કરવા જતાં આ ઈનામ મળ્યું. હાસ્તો, જેવા શેઠ, એવું જ ઈનામ. અને, હવે આમને સજા શી કરવી છે?'

'એ હું જાતે જ નક્કી કરી લઉં છું.'

આમ કહી અસીમે પોતાના ગજવામાંથી એક સુંદર ડબી બહાર કાઢી. તે જોતાં જ આભાના આખા મોં ઉપર એકદમ એક કઠોરતાની છાયા ફરી વળી. નિર્મળાની ચકોર દૃષ્ટિથી એ છૂપું રહ્યું નહિ. વખતે અસીમને ભોંઠામણ લાગે, એ બીકે તેણે એ ડબી એકદમ પોતાના હાથમાં ખૂંચવી લીધી અને તરત તે ઉઘાડી નાખી.

અંદર એરિંગની એક જોડ ચમકતી હતી. ઝટપટ એમાંનું એક એરિંગ બહાર કાઢતાં કાઢતાં તે બોલી: 'વાહ! છે તો સુંદર। પણ આ હું જ લઈ લઉં છું!'

અસીમે પણ આભાનો એ ભાવ બદલાતો જોઈ લીધો હતો। ભારે આશા રાખીને આવ્યો હતો તેથી વ્યથા પામી તે ખેદ પામી ગયો. નિર્મળાના શબ્દોના જવાબમાં તે ભાંગેલા અવાજે બોલ્યો: 'ભલે, લઈ લોને.'

નિર્મળા મેણું મારી બોલી: 'બીજા કોઈએ આ ભેટ લીધી હોય તો તમે ખુશી થાત, પણ મેં લીધી એટલે તમે એટલા ખુશી નહિ થવાના — મને ખબર છે.'

અસીમ ઘૂંટડો ગળી જઈ બોલ્યો: 'ના, ના, એવું તે હોય? હું તો કોઈને યે આપવાનું નક્કી કરીને લાવ્યો નથી.'

પોતાની રીતભાતથી આભા લજ્જિત થઈ ગઈ હતી.

આ સંબંધમાં વધારે કંઈ વાત ચલાવ્યા વગર, તે એકદમ બહાવરી બની બોલી ઊઠી: 'અરે! કેવી ભૂલ થઈ ગઈ! ક્યારના

આવ્યા છે, અસીમબાબુનું ગળું તરસે સુકાઈ જતું હશે, એ તો ખ્યાલ જ ન રહ્યો!'

જવાબની રાહ જોયા વગર એ બહાર જતી રહી.

નિર્મળાએ અસીમને કહ્યું: 'એક જ દિવસના પરિચય પરથી તમે ભેટ લઈ આવ્યા એ ઠીક ન કહેવાય, અસીમબાબુ! એ પાછી લઈ જાઓ.'

અસીમ હાથ ઊંચો કરી કંઈક બોલતા જતો હતો, પરંતુ બોલાયું નહિ. આભાએ એક હાથમાં ટ્રે લઈ ઓરડામાં પ્રવેશ કર્યો. હાથમાંની ટ્રે ટેબલ ઉપર મૂક્યા પછી તે ધીરે કંઠે બોલી: 'ચા તૈયાર જ હતી, ભાઈ. મા હમણાં જ પીને બહાર ગઈ છે ખરીને.'

બોલ્યા ચાલ્યા વગર ટેબલની બાજુએથી એરિંગથી દાબડી અસીમના ખોળામાં ફેંકી દઈને નિર્મળા બોલી: 'વૃંદાવનબાબુ મજામાં છે ને! એ કેમ આવ્યા નહિ?'

આભાનાં આંખ મોં પર વીજળીની ચમક પ્રસરી ગઈ. એ એટલી સૂક્ષ્મ હતી કે અસીમ ચકોર દૃષ્ટિએ તે પકડવા ગયો પણ પકડી શક્યો નહિ.

નીચું મોં કરી અસીમ બોલ્યો: 'મજામાં જ છે.' પણ એ ધૂની માણસ રહ્યા, એટલે એના આવવા વિષે કંઈ કહેવું અત્યારે મુશ્કેલ છે."

નિર્મળા હસીને બોલી: 'બીજું તો ગમે તેમ, પણ મિત્રની ઓળખાણ તો સરસ આપી!'

અસીમ બોલ્યો: 'જૂઠું બોલીને તમારા કાનને તસ્દી આપી રહ્યો છું એવું માનશો નહિ. સાચું કહું છું, એના મનનો પાર પામવો એ અઘરું છે.'

આભાના ઢળેલા મોં ભણી જોઈ નિર્મળા બોલી: 'એમ શાથી કહો છો!'

અસીમ ગંભીર સ્વરે બોલ્યો: 'આ જુઓને, ગરીબ ઉપર કંઈ ઉપકાર થશે સમજીને કેટલીક ફાટેલી તૂટેલી ચોપડીઓ નવીની કિંમતે ખરીદી—'

આભા એકાએક મોં ઊંચું કરી ઉત્સુક ભાવે બોલી: 'ખરેખર ગરીબ ભાગે છે?'

અસીમ બોલ્યો: 'કોણ જાણે ગરીબ કે શું એ તો. વરસ દિવસ પહેલાં એક છોકરો છાત્રાલયના ઝાંપા આગળ આવી કેટલીક ચોપડીઓ ખરીદવા સૌને આગ્રહ કરતો હતો. જરૂર હોવા છતાંયે, ફાટેલી ચોપડીઓ જોઈ કોઈ એની પાસેથી તે ખરીદવા મન કરતું નહોતું. વૃંદાવન એટલામાં આવ્યો, ને દાદર ચડતાં ચડતાં એણે ઓચિંતાના પૂંઠલ ફરી છોકરાના મોં સામે જોઈ પૂછયું: 'આ ચોપડીઓ વેચીને તારે શું કામ છે, ભાઈ?'

નિર્મળા ચાનો કપ નીચે મૂકી બોલી: 'બરાબર નોવેલ જેવું લાગે છે. પછી?'

અસીમ બોલ્યો: 'એવું જ છે. પછી શું બન્યું તે સાંભળો.

પેલા છોકરાએ કહ્યું: 'મારા બુઢ્ઢા બાપાની દવા કરવાના પૈસા નથી, એટલે આ વેચવા નીકળ્યો છું.'

વૃંદાવને તરત પોતાના ગજવામાંથી એક નોટ બહાર કાઢી એની આગળ ધરી દીધી. છોકરો માથું ઊંચું કરી ગર્વથી બોલી ઊઠયો: 'માફ કરજો, સાહેબ, અમે ગરીબ છીએ એ ભલે, પણ ભિખારી નથી.'

નિર્મળા નવાઈ પામી બોલી: 'નવાઈની વાત!'

અસીમ ઉત્સાહમાં આવી બોલ્યો: 'નવાઈ તો હજી આગળ છે. અમે કેટલાક જણ ત્યાં ઊભા હતા. અમે નવાઈ પામી એ છોકરાની સામે જોતા ઊભા રહ્યા. પરંતુ વૃંદાવનને એમાં નવાઈ પામવા જેવું કંઈ જ જણાયું નહિ. હસતાં હસતાં એણે છોકરાના હાથમાંથી ચોપડીઓ લઈ લીધી, અને નવી ચોપડીઓના હિસાબે તેની કિંમત ભરી આપી. એ છોકરાના ચાલી ગયા પછી કોઈ કોઈ બોલ્યા: 'છિ: વૃંદાવનબાબુ, તમારો ઉત્કર્ષ કેવી રીતે થશે? આવા બુદ્ધિહીન કામથી તમને તો નુકસાન થાય છે એટલું જ નહિ, પણ અમારા પણ મગજમાં ફટકો લાગી અમારા ભવિષ્યની ખરાબીનો રસ્તો તૈયાર થઈ જાય છે.'

અને વિંદાએ જવાબ શો દીધો જાણો છો? એ કહે: 'ગભરાશો નહિ, એ બીજી વાર છેતરવા નહિ આવે; તમે નિશ્ચિંત રહેજો. અને હું યે કંઈ છેતરાયો નથી! જે કીમતી નોટ મારી પાસે રહી છે, એ ગણો તો મને શું નુકસાન છે?'

આભા આતુર મને સાંભળી રહી હતી, શી ખબર કેમ આ વખતે તેનું માથું આપોઆપ જ ઢળી ગયું.

નિર્મળા નિ:શ્વાસ નાખી બોલી: 'અજબ માણસ લાગે છે!'

અસીમ બોલ્યો: 'હજીયે અજબ વાત સાંભળવી હોય તો કહું. આજલગી એ વૃંદાવન આ ચોપડીઓને અમૂલ્ય રત્નની પેઠે સાચવતો. રોજ કેટલી કાળજી પૂર્વક એનાં પાનાં ધીરેથી ઉથલાવતો, અને વાંચી રહ્યા કેડે સાચવીને તાળાકુંચીમાં રાખતો, પરંતુ આ કેટલાક દિવસથી જોઉં છું તો એ ચોપડીઓનો પત્તો જ નથી. એને બદલે કેટલીક સુંદર મજાની ચમકદાર નવી ચોપડીઓ આવી ગઈ છે. પૂછવા જતાં હસી પડ્યો. કહે: 'વાહ! એ બધી ફાટેલી તૂટેલી ચોપડીઓથી ભણવાનું કેવી રીતે ફાવે? એમાં, એક તો, પૂરાં પાનાં જ નહિ, અને

પૂરું વંચાય પણ નહિ. આજે નવી ચોપડીઓ લઈ આવ્યો, હવે નિરાંતે વંચાશે.'

એકાએક આભાએ મોં ઊંચું કરી જોયું. તેનાં આંખમાં પર થઈને તે વખતે કૃતજ્ઞતાનાં અશ્રુ બિંદુ ટપકતાં હતાં.

નિર્મળા આભી બની જઈ એની સામું જોઈ રહી બોલી: 'તને વળી શું થયું, આભા?'

આભા આંખો લૂછતી બોલી: 'કંઈ નહિ! આંખમાં કંઈ પડ્યું છે!'

નિર્મળાએ ખૂબ લાડથી પૂછવા છતાંયે એ 'કંઈ' નો પત્તો લાગ્યો નહિ.

: ૧૧ :

એક મોટી માછલી હાથમાં લઈને, દુકાનેથી પાછા આવી, માછલી બારણામાં ફેંકી દઈ વૃદ્ધ હરદયાળે બૂમ મારીઃ 'પુંટી એ પુંટી! ક્યાં મરી ગયાં બધાં!'

અડધો ઘૂમટો ખેંચી પુંટીની મા થાકમણિ બહાર આવીને બોલીઃ 'માછલીને શું કરવી છે? કેમ લાવ્યા?'

ડોસો આભો બની તેના મોં સામે થોડી વાર જોઈ રહ્યો, પછી બોલ્યોઃ 'વાહ! બેસતું વરસ છે, ન લાવું? આ શું કહે છે તું!'

થાકમણિ નીચું મોં કરી બોલીઃ 'વૃંદાવન ઘેર નથી, આ વખતે ન લાવ્યા હોત તો ચાલત. કોણ ખાનારું છે?'

ડોસો દાંત કાઢી બોલ્યોઃ 'એ ઘેર નથી તે શું થઈ ગયું! આ ગામડાની બજારમાં કંઈ બારે ને બત્રિસે દહાડા જોઈએ તે આવું જ મળે છે! વરસમાં એક દહાડો! ઘરમાં વાર તહેવાર પણ જોવો ન જોઈએ!'

ક્યાંકથી દોડી આવી પુંટી બોલીઃ 'હં દાદુ, કેવડી સરસ માછલી! હં, અને ઈંડાં થયાં છે, દાદુ?'

હાસ્ય ભર્યા મોંએ ડોસો બોલ્યોઃ 'મને તે કંઈ જોષ જોતાં

આવડે છે, બેનાં થયાં પણ હોય. જો તો ખરી, છોકરીને કેટલો આનંદ થાય છે, અને તું ઘરમાં કંઈ લાવવાની જ ના કહે છે.'

થાકમણિ મૃદુ સ્વરે બોલી:'એક છોકરી છે, એને વાસ્તે આખી માછલી લાવવાની શી જરૂર હતી, એમ હું તો કહેતી હતી.'

ડોસો ગરમ થઈ જઈને બોલ્યો: 'કેમ, એ છે, હું છું, એક માછલી તો લાવવી જ પડે ને!'

હિહિ કરી હસી પડીને પુંટીની ના બોલી; 'તમે તો હવિષ્યાન્ન ખાઈને જ રહો છો, માછલી ખાવાના છો તે?'

વૃંદાવન કલકત્તા ગયો ત્યારથી ડોસાએ સારું ખાવાનું એક રીતે છોડી જ દીધું હતું. પોતે હવિષ્યાન્ન ખાતો, અને પુંટીને માટે કંઈક થોડું ઘણું લાવી દેતો, પરંતુ એય રોજ તો નહિ.

પુંટી આ સાંભળી હસી પડી બોલી:'તો શું થઈ ગયું? કંઈ વિધવા બામણી તો નથીને કે માછલી ખાવાથી નરકમાં પડવું પડે?'

પણ એકાએક પુંટી ગૃહિણીની પેઠે ગંભીર બની જઈ બોલી: 'છટ, પણ એટલે કંઈ ખાય!'

એની ગરદન પકડી એને હલાવતી હલાવતી થાકમણિ બોલી: 'બસ કર, અભાગણી! તારે એ પંચાતમાં પડવાની કાંઈ જરૂર!'

ડોસાએ બળ કરી પુંટીને સરકાવી દીધી, પછી રોષ ભર્યા સ્વરે એ બોલ્યો: 'તારે શું કહેવું છે એ કહે તો! આવડી અમથી છોકરીને આમ કરીને તું મારી નાખે છે! કહે, એણે શું ખાધું ને શું પહેર્યું ઓઢયું?'

થાકમણિ બોલી:'લાડ કરી કરીને જ તમે ચડાવી મારી છે. પારકે ઘેર મોકલવી પડશે, કંઈ ખ્યાલ છે?'

ડોસો બૂમ પાડી બોલ્યો: 'એ વખતે હું જોઈ લઈશ. ખબર-

કાર, કહી દઉં છું, એના પર હાથ ઉપાડ્યો છે તો!'

થાકમણિ આગળ કંઈ પણ બોલ્યા વગર માછલી કાપવાનું લઈને બેઠી.

થોડીવાર શાંત રહી ડોસો બોલ્યો: 'કઈ હિંમતે હું તે કંઈ કરું! કોણ સાંભળે છે! પહેલી માછલી ઘરમાં આવે ત્યારે જરા તેલ સિંદૂર લગાડવું પડે, એ વાતનું તો કોઈને ભાન નથી. આવડે છે માત્ર છોકરીને મારતાં. પોતાને કામકાજની ગતાગમ મળે નહિ, પછી છોકરી શીખવાની ક્યાંથી! જો, હું કહી દઉં છું કે આમ કાપી ચૂંથીને બગાડી નાખીશ તો હું ભાણામાં લઉં તો મારું નામ હરદયાલ નહિ!'

થાકમણિ બોલી: 'ઘરમાં વહુ હોય તો આવું બધું કરવું પડે, બાકી તો —'

વચમાં જ ડોસો સ્વર કાઢી બોલી ઊઠ્યો: 'ઓહો! શું બોલી? શું પુંટી વહુ નથી થવાની? બસ, આ મહિનામાં જ મૂરત જોવડાવું છું. જોઉં છું પછી કેમ નથી થતું?'

થાકમણિ બોલી: 'આવડી મોટી છોકરી, એના પર તે આટલી બધી ધાંધલ શોભતી હશે! કેવું દેખાય! લોકો યે —'

પોતે પૂરું બોલી રહે તે પહેલાં જ છરી ફેંકી દઈ ત્યાંથી જતી રહી. ડોસો ધીરે ધીરે ઊઠીને બોલ્યો: 'હું જાણતો જ હતો—ખૂબ હોંશથી આ લાવ્યો છું, એટલે ઘરમાં ટપાટપી થવાની જ. મારે જ છેવટે સમારવા બેસવું પડશે એમ લાગે છે. આવ બેન, જરા તેલ હળદર લાવતો. હું એટલામાં બે ચાર દાભની સળીઓ લઈ આવું.'

તેલ સિંદૂર વગેરેથી માછલીની પૂજા કરી ડોસો ઊભડક બેસી માછલી સમારવા લાગ્યો. છરી ઉપર માછલી રાખી ઊંધી બાજુએ

માંસ કાઢવાની, એને નિષ્ફળ કોશિશ કરતો જોઈને પુંટી હસી પડી બોલી : ' છટ્, આમ તે કંઈ થાય ! આ શું કર્યું ! ના, તમને નહિ આવડે, લાવો, — મને આપો. '

ડોસો બોલ્યો : ' શું કરું, કહે, સૌ મારા પર ગુસ્સે થઈ જાય છે, પણ કોઈ એટલું સમજતું નથી કે મારે કેટલું હેરાન થવું પડે છે ! પોતાનું બધું ખોઈ બેસી, પારકાંને લઈ માળો બાંધી બેઠો છું, એટલે — '

ડોસાના શબ્દો પૂરા થાય ન થાય ત્યાં તો થાકમણિ ઘરમાંથી બહાર આવી બોલી : ' ઊઠો. '

આનંદથી ફૂલીને ડોસો બોલ્યો : ' હાશ, નિરાંત થઈ, ખરુંને પુંટી ! આ તે કંઈ આદમીનું કામ છે ! જરા વાર થઈ હોત તો હાથ જ કાપી બેસત. '

પુંટીનું ધ્યાન, પરંતુ કોઈ બીજી જ તરફ હતું. એકે અક્ષર એના કાનમાં પહોંચ્યો નહિ. અતિ આતુરતા પૂર્વક તે માના ચપળ હાથ તરફ મીટ માંડી રહી હતી. ઓચિંતો હાથ લાંબો કરી આનંદથી નાચતી નાચતી તે બોલી ઊઠી : ' એ રહ્યાં, એ રહ્યાં ! વાહ વાહ ! બે ઈંડાં છે, એક દાદુ ખાશે, ને બીજું હું ખાવાની. '

પુંટીને જમવા બેસાડી ડોસો આશ્ચર્ય પૂર્વક તેની સામે જોતો તેની પાસે બેઠો હતો. શરમાઈને પુંટી ફક કરીને હસી પડી બોલી : ' તમારે ખાવું નહિ પડે, દાદુ, મારા મોં સામે જોઈ રહેશો એટલે જ તમારું પેટ ભરાઈ જશે ! '

ડોસો માથું હલાવી બોલ્યો : ' હાસ્તો બેન, ખાવાનો આનંદ લેવામાં તો આટલી ઉંમર કાઢી. આજે માયા સંકેલવાને વખતે,

બાંગલા જીવનની લેણદેણનો હિસાબ કરી જોઉં છું તો વિચારમાં પડી જાઉં છું કે આ મેં શું કર્યું! હિસાબમાં દેવું જ ઘણું ચડ્યું છે. એટલે ઝટપટ ખાઈ લઈ એ પતાવી દેવા ઇચ્છું છું, હાલાકી હવે સારી નથી લાગતી, બેન!'

પુંટી શું સમજી એ કોણ જાણે! તેણે માથું નીચું ઢાળી એક નિઃશ્વાસ નાખ્યો. પછી ચંચળ કંઠે વાત બદલી નાખવાના ઇરાદાથી ડોસો આગ્રહ પૂર્વક બોલ્યો: 'વારુ, તું એક બેઠકે કેટલી માછલીઓ ખાઈ શકે, કહે જોઉં?'

પુંટી ગરદન બંકી કરી બોલી: 'હું તો કેટલીયે ખાઈ જાઉં, દાદુ.'

ડોસો બોલ્યો: 'ત્યારે તો વિંદા જેવી તું નહિ!'

પોતાની બહાદુરીમાં વિઘ્ન આવવાનો સંભવ જોઈ પુંટી નાક સાફ કરી બોલી: 'હં, શું ન ખાઈ શકું એમ? પહેલાં એટલી લાવો તો ખરા. હું તો કેટલીયે ખાઈ જાઉં, તમારે વાસ્તે એકે ન રાખું.'

ડોસો બાળકના જેવા પ્રફુલ્લ કંઠે બોલ્યો: 'ચાલો શરત. મૂક એના ભાણામાં આઠ દશ માછલીનાક કડા. જોઉં છું કેવી ખાય છે તે.'

માછલી લઈને આવી થાકમણિએ પૂછ્યું: 'તમે ક્યારે ખાશો, બપોર ચડવા આવ્યા.'

ડોસો માથું હલાવી બોલ્યો: 'અરે, હમણાં. આ સવાર તો તો હજી હમણાં થઈ છે. આહ્નિક પૂજા કશું જ કર્યું નથી.'

થાકમણિ મોં ફેરવી બોલી: 'આ છોકરીના ભાણા આગળ બેસી એને ખવડાવવામાં જ તમારું આહ્નિક લાગે છે.'

ડોસો હસીને બોલ્યો: 'એવું જ છે મા. પારકાંને લઈને બંધાઈ પડ્યો છું તો. તોયે આ નકલ—અસલ કરતાં વધારે ગમે છે હોં.'

ચાકમણિ ગુસ્સામાં ફૂદકારા ભરતી ત્યાંથી જતી રહી. થોડીવાર નીરવ રહી ડોસો બોલ્યો : ' હં રે પુંટી, કલકત્તામાં એ વિદ્યા ખુબ ખાય છે, કેમ ? '

પુંટીએ તે વખતે માછલી ખતમ કરી હતી. તેણે માથું ધુણાવી જવાબ દીધો : ' ના. '

ડોસો નવાઈ પામી બોલ્યો : ' શું કહે છે હેં ! કલકત્તા આવડું મોટું શહેર છે, અને ત્યાં મળે નહિ ? '

એક ભારે કોળિયો મોંમાં મૂકતી મૂકતી પુંટી બોલી : ' કોણ આપે એને ? છાત્રાલયમાં જમવાનું ! '

ઉદાસ ભાવે આકાશ ભણી જોઈ ડોસો બોલ્યો : ' ખરું ! '

રસાની વાટકીમાં હાથ નાખતાં પુંટી મોટેથી બોલી ઉઠી : ' ઓ મા ! રસામાં માછલી તો ફક્ત એક જ છે.

રસોડામાંથી છણકો કરી ચાકમણિ બોલી : જે ભાણામાં આવ્યું હોય તે ખાઈ લે. '

હરદયાળ આગ્રહ કરી બોલ્યો : ' આપને, માગે છે — '

ચાકમણિ બોલી : ' હવે કેટલું ખાશે, ઓછું ખાધું છે ? પછી શું રહેશે ? '

ડોસો ગરમ થઈ બોલ્યો : ' એ શેની આપે ! પોતાને ખાવા કંઈ રાખવું જોઈએ ને ! '

પુંટી સાથે સાથે બોલી ઊઠી : ' તમે તો નવાઈની વાત બોલ્યા, દાદુ ! મા ક્યાં ખાય છે તે ! '

આ સાંભળી હરદયાળ શરમથી મૂઢ બની ગયો. પુંટીનું બોલવું સાંભળી તેને ત્યાંથી જતા રહેવાનું મન થયું.

પુંટી ફરીથી માને ઉદ્દેશીને બૂમ પાડી બોલી: 'દાદુ કહે છે, ત્યારે મા, આપને?'

કેટલાંયે માછલાં લાવીને છોકરીના ભાણામાં નાખી દઈ થાકમણિ ગુસ્સામાં બોલી: 'આ લે, ઢીચ. ઠાંસીને ઠાંસી ખાઈ લે, પછી નહિ મળે.'

ડોસો ગભરાઈને બોલ્યો: 'બધાં જ દઈ દીધાં, મા?'

થાકમણિ છણકો કરી બોલી: 'ન દઈ દઉં તો કોણ ખાવાનું હતું, તે?'

પુંટી આંગળી વડે માછલીનો કાંટો કાઢતી કાઢતી બોલી: 'કેમ, દાદુ તો ખાવાનું કહેતા હતા — નહિ દાદુ?'

થાકમણિ બોલી: 'એ ખાવાના? છેલ્લી અવસ્થામાં માયાના ફંદામાં પડ્યા ને હજી કેટલું પડવું છે!'

ડોસો ચંચળ કંઠે બોલ્યો: 'ના બેન, હું તો તારે માટે લાવ્યો હતો. વિંદો ગયો ત્યારનું, અમારા બે જણના પાલે પડીને, તારા મોંમાં કંઈ પડ્યું નથી!'

થાકમણિ છણકો કરતી બોલી: 'તો લાવતાને જરા વધારે!'

'પોતાની ગાંઠના પૈસા ખરચી પારકાની છોકરીને ખવડાવું છું, એમાં યે તને આટલું ખૂંચે છે, બાપુ? કાલથી તમે લોકો ઘેર જતાં રહો પુંટી, મારે હવે પારકી પીડા વહોરીને કામ નથી.'

પુંટી મોટેથી હસીને ઊભી થઈ. તે બોલી: 'પછી ફાવશે તમને?'

ડોસો ભીની આંખે બોલ્યો: 'પોતીકાં આટલાં ગયાં તોયે નિશ્ચિત રહી શક્યો છું, ને હવે તમે જશો તો નહિ રહેવાય? [illegible]

: ૧૨ :

બહાર ખૂબ વરસાદ પડતો હતો. પ્રભાતનો સૂર્ય વર્ષાનાં વાદળાં ઓઢીને ઊગ્યો હતો. આટલો દિવસ ચડ્યો હતો છતાં, કોઈ પણ બહાને એ લોકોને મોં દેખાડવાનો મોકો પામ્યો નહોતો.

છાત્રાલયમાં, પોતાની નાનકડી ઓરડીમાં વૃંદાવન એકચિત્તે નોટ ઉતારવામાં લાગેલો હતો. ભેજવાળો પવન કે અંધારા આકાશ ભણી જોવાનો એને વખત નહોતો. જૂની ચોપડીઓની સાથે સાથે જ કેટલીક નોટો પણ આભાની પાસે રહી ગઈ હતી. માગી લેવાની પ્રવૃત્તિને બારણે બેપરવાઈનો આગળો લગાવી તે અત્યારે પોતાની યાદ શક્તિની મદદથી નોટો ફરીથી ઉતારવા લાગી ગયો હતો.

ધબ ધબ પગલે ચાલતા છાત્રાલયના કોઈ વિદ્યાર્થીએ બંધ બારણાંની પાસે આવી બારણાંને ટકોરા માર્યા. ચીડાઈને વૃંદાવને કહ્યું: 'કોણ ?'

બહારથી છોકરાએ જવાબ દીધો: 'વાહ, તું યે ખરો છે! બૂમો પાડી પાડી ગળું ફાટી ગયું તોયે કંઈ હોંકારોયે મળતો નથી. બારણું ઉઘાડ.'

હાથમાંની કલમ હાથમાં જ રાખી વૃંદાવને ટૂંકમાં જવાબ દીધો: 'કેમ? શું કામ છે?'

છોકરો અસહિષ્ણુ ભાવે બોલ્યો: 'અહિ! ઉઘાડને હવે. બહાર બે બે માણસો તીર્થના કાગડાની પેઠે ટાંપીને ઊભા છે.'

તો પણ વૃંદાવને ટૂંકમાં જવાબ દીધો: 'એમને શું કામ છે?'

છોકરો ચીઢાઈને બોલ્યો: 'અરે વાહ! આવા માણસને યે તે લોકો શા સારુ પૈસા મોકલતા હશે? શા સારૂ કાગળો લખતા હશે? ના ભાઈ ના. વૃંદાવનબાબુ હમણાં બહાર નીકળવાના નથી. તમે પછી આવજો.'

બારણું ઉઘાડી બહાર આવતાં આવતાં વૃંદાવન બોલ્યો: 'મનીઑર્ડર આવ્યું છે એમ પહેલેથી જ કહેવું હતું ને! તમ લોકોનો કેવો સ્વભાવ છે—મૂળ વાત દાબી રાખો ને અમથી અમથી બૂમાબૂમ કરી મૂકો.'

છોકરો હસીને બોલ્યો: 'હાસ્તો, બીજાને વિષે તો એવું કહેશો જ તો! પણ પોતે અજગરની પેઠે દરમાં ભરાઈ બેસો છો એનું કંઈ નથી.'

વૃંદાવન બોલ્યો: 'જરૂર પડે સૌને યે અજગર-વૃત્તિ ધારણ કરવી પડે છે તો! કેમ, પોસ્ટમૅન ક્યાં છે?'

છોકરો આંખ મીંચકાવી બોલ્યો: 'ગભરાશો નહિ, ભાઈ, ગભરાશો નહિ. ચાતકનું મોંઘું સ્ફટિક જળ પણ છે. માનિનીએ અભિમાન છોડી પોતે જ નોકરને મોકલ્યો છે. પેલા રહ્યા એ લોકો!'

વૃંદાવને ક્રોધભરી નજરે એની સામે જોઈ ભવાં ચડાવ્યાં. એ જોઈ છોકરો હાથ જોડી બોલ્યો: 'માફ કરો, ભાઈસાહેબ, કામદેવની પેઠે ભસ્મ થવા હું તૈયાર નથી, ચાલ્યો જાઉં છું. અમારે તો વધુ

શું જોઈએ, ભાઈ, કંઈક મિષ્ટાન્ન મળે એટલે બસ. એટલામાં યે આટલો ગુસ્સો કરશો ?'

એની વાચાળતા પર ધ્યાન આપ્યા વગર ઝડપથી નીચે ઊતરી જઈ વૃંદાવને બૂમ મારીઃ 'કોણુ બોલાવે છે મને ?'

ચપરાશવાળો પોસ્ટમૅન આગળ આવી બોલ્યોઃ 'આપનું મનીઓર્ડર છે, બાબુ!'

હાથમાંની ફાઉન્ટન પેન ખંખેરી લઈ વૃંદાવન બોલ્યોઃ 'લાવો.'

કૂપનનો છેલ્લો ભાગ વાંચતાં વાંચતાં વૃંદાવન દાદર પર ચડતો હતો, એવામાં પાછળથી મિ. પાલિતના ચાકરે બૂમ મારીઃ 'બાબુ!'

વૃંદાવન પાછો ફરીને ઊભો રહ્યો. નોકરે અદબસર એના હાથમાં એક પત્ર મૂકી કહ્યુંઃ 'કંઈ જવાબ ?'

ઝટપટ પરબીડિયું તોડી અંદરના કાગળ પર એક વાર નજર ફેરવી લઈ વૃંદાવને કહ્યુંઃ 'જવાબની જરૂર નથી, તમે જાઓ.'

ઓરડીમાં આવી નોટ બંધ કરી વૃંદાવન સામે પડેલા રૂપિયા લઈને પેટીમાં મૂકવા ગયો. એટલામાં અમલાના મોકલેલા પત્ર તરફ નજર પડતાં ફરી તેણે તે મનમાં મનમાં વાંચવા માંડ્યોઃ—

ભાઈ,

આવતા રવિવારે આભાની જન્મતિથિ છે. મિ. પાલિતે પોતાના મિત્રોને નિમંત્રણ આપ્યું છે. તું મારે મન પુત્ર જેવો છે, એટલે નિમંત્રણ મોકલવાને બદલે તને બોલાવવા મોકલું છું મને ખાતરી છે, કે તું તારી માની વિનંતિ કેમે અમાન્ય નહિ કરે. કરશે તો સૌથી વધારે દુઃખ કોને થશે એ જાણે છે ને!—

તારી — મા,

અમલા.

ઓચિંતો એક આઘાત લાગતાં સતારનો તાર જેમ આપમેળે રણઝણી ઊઠે, તેમ વૃંદાવનની હૃદયવીણા આ 'તારી મા' શબ્દોથી એવા જ વેગથી રણઝણી ઊઠી. સાથે સાથે ઘણા દિવસથી લુપ્ત થયેલી કોઈ એક સ્મૃતિ સજીવ બની જાગી ઊઠવાથી વ્યથા ઉત્પન્ન કરવા લાગી. બંને હાથે મોં ઢાંકી એ પળવાર મૂંગો જ બેસી રહ્યો.

કેટલીયે વાર સુધી તે કાગળ હાથમાં ધરી રાખી ફરી ફરી વાંચી રહ્યો. કાગળ ટચૂકડો હતો, લખાણ પણ થોડું હતું, પરંતુ એ થોડા અક્ષરોમાંથી જ જે આકુળ તરંગ એના સમસ્ત અંતરમાં જાગી ઊઠતો હતો, તે અવર્ણનીય હતો. પળે પળે 'તારી મા' એ શબ્દો જાણે અજાણ્યા સ્વરે તેના કાનમાં રણકી ઊઠી, એના આકુળ પ્રાણને વધારે ને વધારે આકુલ કરી રહ્યા હતા. એક વખત, બે વખત, ને સો વખત એ છેલ્લા શબ્દો જ તેણે વાંચ્યા કર્યા.

કેટલાં વરસો વીતી ગયાં, પણ કદીયે, કોઈએ એને આવા શબ્દોમાં સંબોધન કર્યું નથી. પુંટીની માને એ પોતે જ ભલેને મા કહીને બોલાવતો હતો, પરંતુ એમાં આટલી ઉત્તેજના,—આટલી પ્રાણને મત્ત કરી નાખનારી સુખ સુધા ક્યાં નીતરતી હતી! એમ બોલાવવી પડે, માટે બોલાવતો હતો, પરંતુ આમ બોલાવવાની અંદર આટલો ઉન્માદ આવી શકે છે, એ તો એણે કદી અનુભવ્યું નહોતું.

પરબીડિયું હાથમાં હલાવતાં હલાવતાં એકાએક એમાંથી એક બીજો કાગળનો ટુકડો બહાર નીકળી પડ્યો.

'માનો કાગળ તમને મળ્યો! આવવું જ પડશે,—આવવું જ પડશે. કોઇ કારણ કે બહાનું હું સાંભળવાની નથી—માનવાની નથી. અડધાં જાણ્યાં અજાણ્યાંના દરિયામાં બાપા મને વહેવડાવી દેવાનું કરે છે. એવું થશે તોયે,

કેવળ એક તમારી જ આશાએ, એ પ્રવાહની સામે યુદ્ધ કરી કોણ તરતું રહેશે, ખબર છે ?

—આભા."

તા. ક. અસીમ ભાઈને ય સાથે લેતા આવજો.

આની જ નીચે જુદા હસ્તાક્ષરમાં લખેલું હતું:—

" આવજો, આવજો, મારા સમ—આવજો, નહિ તો રડી રડીને મરીશ. તમને પગે પડું, મારા જન્મદિવસના આનંદમાં, વિષાદની કાળી ટીલી તાણશો નહિ.

— આભા."

એક હાસ્યની છટા, અજાણ્યે તેના હોઠના ખૂણામાં ફરકી ગઈ. બીજી જ ક્ષણે પોતાનું સંબોધન વગરનું સ્થાન અને 'અસીમ ભાઈ' શબ્દો ઉપર નજર પડતાં કોણ જાણે કેમ, તેના દિલમાં વીંછી કરડી ગયો હોય એવી વેદના થઈ આવી. આ વખતે પહેલી વાર જળબિંદુઓથી સિક્ત પવનના ઝપાટાએ તેના મોં ઉપર પથરાઈ પડી બાહ્ય પ્રકૃતિની તોફાની દશાનો તેને ખ્યાલ કરાવ્યો. ગરમ મગજ ખુલ્લી હવામાં સ્વસ્થ કરવા તે બહાર પરસાળમાં આવ્યો અને આપોઆપ જ બોલી ઊઠયો :

'આહ ! બળ્યો વરસાદ કેવા કવખતે આવે છે ! આજે કોલેજમાં જવા દે એમ લાગતું નથી.'

બાજુની ઓરડીમાંથી નની ગોપાલ બોલી ઊઠયો: 'કેમ ભાઈ આમ ? આજે તો સવારનો વરસાદ પડે છે, હજી તમને અત્યારે જ એની ખબર પડી !'

વૃંદાવન નવાઈ પામી બોલ્યો: 'શું કહો છો ! સવારથી આમ પડે છે !'

મોટેથી એક હાસ્ય કરી નની બોલ્યો: 'અત્યાર લગી કોના ધ્યાનમાં ક્યા સ્વર્ગમાં વિચરતા હતા, ભાઈ, ગરીબ ધરતીની તો જરા ખબર રાખો. આ તો છેક બેતાલક હેવાય.'

સાથે સાથે બીજો એક જણુ બોલી ઊઠયો: 'આહ! શું કહે છે! જેના દેવ આંધળા છે, એના ચેલામાં તાલ ક્યાંથી હોવાનો?'

વૃંદાવન ત્યાં વધારે વાર ઊભો રહ્યો નહિ, તે પોતાની ઓરડીમાં પાછો જતો રહ્યો. જતાં જતાં તેણે સાંભળ્યું કે નની તેને જ ઉદ્દેશીને પોતાના સાથીદારને કહેતો હતો: 'ઘરખૂણિયો પાછો ઘરના ખૂણામાં ઘૂસ્યો! બહાર રહી જ શકતો નથી!'

બીજો માણસ હસીને બોલ્યો: 'પ્રેમની મજા જ એ છે ભાઈ! તને ને મને જેની ચીતરી લાગે, તે જ એ લોકોને મીઠું મધ લાગે છે. એકાંતમાં ન બેસે તો પછી એ ધ્યાનમૂર્તિની આરાધના કેવી રીતે થાય!'

સાંજ થવાને થોડી વાર હતી. એવે વખતે વૃંદાવન અસીમની ઓરડીના બારણા આગળ આવીને ઊભો. અસીમ તે વખતે સ્થિર નિષ્પલક નયને સામેની કોઈ એક ચીજ તરફ જોતો તન્મય બની બેઠો હતો. શી ખબર કેમ, આ જોઈ વૃંદાવનના જીવમાં એકાએક કંઈ ઉથલપાથલ મચી ગઈ. છૂપાઈને જોઈ લેવાની એક પ્રબળ આકાંક્ષા એને ખૂબ સાવધપણે અંદર ખેંચી લઈ.

બીજી જ ક્ષણે સારાનરસાના જ્ઞાનનો ચાબૂક ધડાક કરતો પીઠ પર પડવાથી, ત્વરિત પગલે તેણે ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો. પરંતુ એકાએક બારણા સાથે અથડાતાં તે ચમકીને ઊભો રહી ગયો.

અવાજથી ચમકીને અસીમે મોં ઊંચું કરી જોયું. બીજી જ ક્ષણે હાથમાંના રૂમાલ વડે તેણે સામેની પેલી વસ્તુ ઢાંકી દીધી અને બોલ્યો: 'આવો, વૃંદાવન બાબુ, કંઈ હુકમ છે શું?'

વૃંદાવન બોલ્યો 'આવતા રવિવારે આભા—પેલી છોકરી હતી ને, એની જન્મતિથિ છે. એ લોકોએ મને આવવાનું લખ્યું છે. અને તને ય સાથે લઈ જવાનું કહ્યું છે.'

અસીમ જવાબમાં હસવું દાબીને બોલ્યોઃ 'મને આની ખબર છે.'

આ શબ્દોથી કોણ જાણે કેમ વૃંદાવનને ફરી આઘાત થયો. તમામ વાત પૂરેપૂરી જાણી લેવા માટે, એના હૃદયમાં એક ઉન્મત્ત આતુરતા પ્રબળપણે જાગી ઊઠી, છતાંયે જોરથી દાંત દબાવી રાખી તેણે એ ભાવ છુપાવી દીધો.

અસીમ તેના દિલનો ભાવ સમજી જઈ જાણે હસીને બોલ્યોઃ 'આમાં નવાઈ પામવાનું કંઈ કારણ નથી, વૃંદાવન બાબુ, એ લોકોએ જ મને કહ્યું છે.'

આટલું બોલ્યા પછી તે બેધ્યાન બની રૂમાલ લઈ મોં લૂછવા લાગ્યો. આટલી કાળજીથી સંતાડેલી વસ્તુ વૃંદાવનની આંખો આગળ ચમક ચમક થઈ રહી છે, એનો એને ખ્યાલ રહ્યો નહિ વૃંદાવન ટેબલ તરફ એકવાર નજર કરી લઈ, ત્યાંથી એકદમ ભાગી ગયો.

એ વસ્તુ આભાનો ફોટોગ્રાફ હતો. એ ફોટાની બંને બાજુએ ખૂબ પરિશ્રમપૂર્વક સોનાનાં બે એરિંગ લટકાવવામાં આવ્યાં હતાં. એ જોઈને જ વૃંદાવન અસીમના મનની દશા સમજી ગયો. તે સમજી ગયો કે અસીમ આભાને ચાહે છે. પરંતુ એ સાથે જ પોતાના દિલના ગુપ્ત ભાવે અનેક રૂપે જાગી ઊઠી એને જણાવી દીધું કે આભાની તરફનો અસીમનો પ્રેમ માત્ર મોહનો નશો જ છે. એ પોતે આભાની પાછળ પાગલ છે. એના હૃદય-દર્પણમાં આભાની છબી સદા સર્વદા મોહક રૂપે પ્રતિબિંબિત થયેલી છે — શરીરનું એક એક રક્તબિંદુ આભાના

પ્રેમસ્પર્શની આશાએ સ્પંદિત બની રહેલું છે. તેથી જ ખૂબ ઉત્તેજિત બની, પરિણામે અસ્વસ્થ બની તે પોતાની ઓરડી તરફ નાસી છૂટયો હતો.

શનિવારે સાંજે અસીમે હસતે મોઢે વૃંદાવનની પાસે આવી બૂમ મારી : 'ચાલો ભાઈ, આજે જ જવું જોઈએ.'

વૃંદાવને ધીમું હસીને ઉત્તર દીધો : 'ક્યાં અસીમ ?'

અસીમ નવાઈ ભરી નજરે તેની સામે જોઈને બોલ્યો : 'ભલા ભોળા લાગો છો ! મિસિસ પાલિતનું નિમંત્રણ કંઈ એમ ફેંકી દેવાય એવું થોડું જ છે !'

વૃંદાવન એકદમ ગંભીર કંઠે બોલ્યો : 'હું નથી ભલો કે નથી ભોળો અને એમણે તો રવિવારે આવવાનું લખ્યું છે. એ પહેલાં જવાની શી જરૂર ?'

અસીમ બોલ્યો : 'તમને જરૂર નહિ હોય, પરંતુ જે લોકો વાટ જોઈને બેસી રહ્યાં છે, એમની વાત જુદી છે.'

વૃંદાવનના ગળામાંથી કેવી રીતે આપો આપ જ શબ્દો નીકળી પડયા : 'બેસી રહ્યાં છે વાટ જોઈને !'

ક્રોધથી અસીમ બોલ્યો : 'તારા જેવા લાગણી વગરના અને અકૃતજ્ઞના મોઢામાં જ આવા શબ્દો શોભે; પણ એ લોકો કંઈ તારા જેવા નથી. એટલે જ મોટા માણસના ઋણની પેઠે તેઓ તેને ભૂલી ગયા નથી.'

ધબ ધબ પગ પછાડતો અસીમ ત્યાંથી ચાલ્યો ગયો.

થોડીવાર શાંત બેસી રહી વૃંદાવને પેટી ઉઘાડી નોટોની

એક થોકડી ગજવામાં નાખી, અને બીજી જ ક્ષણે તે ક્યાંક બહાર અદૃશ્ય થઇ ગયો.

એના ઢંગ જોઈ નની, ગણેશને ધક્કો મારી બોલ્યો: 'હં, શું આ બધું ચાલી રહ્યું છે? હં? એ વાગતાં વાગતાંમાં તો બવાયેલા હરણાની પેઠે ઊપડ્યા!'

ગણેશ આંખ મીંચકાવી બોલ્યો: 'તે ના ઊપડે! વાંકી નજરની તીરછી દૃષ્ટિના ચક્કરમાં પડ્યા છે, કંઈ ખ્યાલ છે!'

બંને જણ સાથે હસી પડ્યા.

મિ. પાલિતના ઘરના બારણા આગળ આવીને ઊભાં રહ્યાં ત્યારે વૃંદાવને જોયું તો અસીમ ત્યાં ખૂબ કામમાં રોકાયેલો હતો. શરીર પરથી જામો ઉતારી નાખી, કમર બાંધી તે પાંદડાંનું તોરણ બાંધી રહ્યો હતો. વૃંદાવનને જોઇ ડોક ફેરવી એણે કહ્યું: 'આવ્યા, સારું થયું! જોયુંને, વહેલા ન આવીએ તો શું નોકર ચાકરથી આ બધું કામ થાય ખરું! સાળાઓ ખારસા ગધેડા જેવા હોય છે, માત્ર વેઠ કરી જાણે એટલું. જાડી બુદ્ધિ કંઇ હોય તો — જાઓ, જાઓ, જામો બામો કાઢીને આવો.'

ઊમરામાં આવતાં નિર્મળાએ એને પકડી પાડ્યો. તે પોતાના ચંચળ હાસ્યની છટા વેરતી બોલી: 'સારૂં થયું કે આપનાં દર્શન થયાં. ઉમરાનાં ફૂલનીયે તમારા કરતાં ઓછી કિંમત હોય છે. આવો, આ ઓરડામાં આવો.'

વૃંદાવન કંઇ જવાબ દે તે પહેલાં જ એનો હાથ પકડી ધક્કો મારી નિર્મળાએ એને ઘરમાં દાખલ કરી દીધો! આભા હસતે મોંએ

વિનતિ કરતી બોલી: 'કાગળ તો ક્યારનો યે મોકલ્યો હતો, ને આપ આવ્યા આજે!'

વૃંદાવન હસીને બોલ્યો: 'પરંતુ તમે ક્યાં એ જ દિવસે આવવાનું લખ્યું હતું. આભા!'

આભાના સુંદર વદન પર એક સ્નિગ્ધ – કરૂણુ કિરણુ રમી ગયું. તે બોલી: 'લખ્યું એટલે ન અવાય કેમ! કેમ, અસીમભાઈ તો આવ્યા!'

એકદમ ગંભીર થઈ જઈ વૃંદાવન બોલ્યો: 'બધા કંઈ સરખા થોડા છે, આભા! તેને વહેલા આવવાનો હક હશે કદાચ, મને નથી.'

આભાએ એકદમ જવાબ દીધો: 'વાહ રે, મા તમારા પર કેટલું વહાલ રાખે છે, ખબર છે?'

એ પહેલી જ વાર આભા 'તમે' બોલી ગઈ—બોલ્યા પછી તે શરમથી નીચું જોઈ ગઈ. પછી બોલી: 'પણુ ન આવ્યા હોત તો મને બહુ દુ:ખ થાત.'

વૃંદાવન હસીને બોલ્યો: 'કાગળની ભાષામાં કહોને કે રડી રડીને મરત?'

આભાએ મોં ફેરવી લઈ કહ્યું: 'જાઓ, હું તો એવું કંઇ જાણુતી નથી. એવું મેં ક્યારે લખ્યું છે!'

ગજવામાંથી કાગળ બહાર કાઢી વૃંદાવન બોલ્યો: 'આ જુઓ પ્રત્યક્ષ પ્રમાણુ.'

આભા છોકરીના ઉત્સાહથી બોલી ઊઠી: 'સાચે સાચ આ મેં નથી લખ્યું! — આ નિર્મળાનું જ પરાક્રમ છે. બહુ લુચ્ચી છે એ, રહો, એની મજા દેખાડું છું.'

દોડતી બહાર જઇ તે નિર્મળાનો હાથ પકડી તેને ખેંચી લાવી, ને બોલી: 'પરબીડિયું બંધ કરવા લીધું તે આટલા માટે —

મૂર્ખની જેમ પળવાર આંખો ફાડી જોઈ રહી નિર્મળા બોલી: 'કેમ, શું થયું છે?'

આભા એને ધમધમાવી નાખી બોલી: 'પાછી કહે છે શું થયું છે! કાગળમાં આવું બધું લખવાનું કંઈ કારણ?'

નિર્મળા શાંત ભાવે બોલી: 'એ — આ —! હાથે લખી નાખ્યું હશે, મારો દોષ નથી!'

આભા ફરી એને ધક્કો મારી બોલી: 'જો ફરી કોઈ દિવસ જોવા માગ્યું છે તો એવું દેખાડીશ!'

મંદ હસીને નિર્મળા બોલી: 'એ વખતે એ જોયું જશે.'

પછી બીજી જ ક્ષણે તે વૃંદાવનની સામે જોઇ બોલી: 'કાલે સખીને બધાં માણસો કંઈ ને કંઈ આપશે, તમે શું આપશો?'

વૃંદાવન હસીને બોલ્યો: 'કંઈ આપવું પડે છે, શું! એમ? મને તો એવી કંઈ ખબર નથી.'

હોઠ કરડતી નિર્મળા બોલી: 'એમાં વળી કહેવાનું હોય! એ તો અંતરના ખેંચાણની વાત છે. અમે તો એમ સમજશું કે સખી પર તમને લગીરે પ્રેમ નથી. હોત તો જરૂર કંઈક તો લાવત. જેને પ્રેમ છે તે તો, જુઓને, આજે લાવી આપી ગયો છે.'

વૃંદાવનના મગજમાં કેવું યે કંઇ થઈ ગયું. મોં ઊંચું કરી તેણે જિજ્ઞાસુ ભાવે નિર્મળાની સામે જોયું. એને મન તો થયું કે પૂછું, એ વ્યક્તિ કોણ છે, – પરંતુ પુછાયું નહિ.

બીજી જ ક્ષણે તેની નજર ફરતી, આભાના મોં ઉપર પડી. તેને લાગ્યું કે આભાના કાનમાં ઝૂલતાં એરિંગ અસીમની ઓરડીમાં ફોટાને પહેરાવેલાં હતાં એના જ જેવાં છે! તે ગંભીર કંઠે બોલ્યો: 'સૌમાં ઓછો એવો પ્રેમ હોય છે!'

નિર્મળા બોલી: 'ના, નથી જ તો, ગમે તેમ કહોને, કોણ સાંભળે છે! આપવું જ પડશે, નહિ તો બીજા ગમે તે આપશે તોયે હું લાત મારી ફેંકી દઈશ. સખીને લેવા જ નહિ દઉં!

વૃંદાવનને મન થયું કે પૂછું: 'તું જાતે જ તો કહે છે કે તમને પ્રેમ નથી, અને છતાં યે આમ ખોટી રીતે હેરાન કરે છે, એનો અર્થ શો!'

પરંતુ મોંના શબ્દો મોંમાં જ રહી ગયા. એને બદલે એ રૂક્ષ કંઠે બોલ્યો: 'ગરીબ લોકો લાવે ક્યાંથી, એ પણ સમજવું જોઈએ ને!'

રોષ ભરેલા સ્વરે નિર્મળા બોલી: 'તો એવી કીમતી જણસ માગી છે યે કોણે? બજારમાં સસ્તી ચીજોની શું કંઈ ખોટ છે!'

વૃંદાવન બોલ્યો: 'પણ એથી કંઈ ઓછું પતી જાય છે? જેને આપવાની છે તેને ગમે ત્યારે ખરું ને!'

નિર્મળા ઉત્સુકતા પૂર્વક બોલી: 'ત્યારે એમ કહોને, લાવ્યા છો છતાં ચાલાકી કરો છો! જોઉં, શું લાવ્યા છો — અરે વાહ, હાર તો સુંદર છે. પહેરાવી દોને, જોઉં, કેવો શોભે છે!'

વૃંદાવનનો હાથ જરા ધ્રૂજી ગયો. આભાએ પોતે જ ગળું ન લંબાવ્યું હોત તો, હાર જરૂર નીચે જમીન ઉપર જ પડત.

બારણા પાસે ઊભેલો એક માણસ આ દૃશ્ય ઉઘાડું નજરે જોઈને ક્રોધથી લાલ બનેલી આંખે એમની સામે જોતો ખસી ગયો, કોઈએ એને જોયો નહિ.

## : ૧૩ :

મા અને દીકરીના અતિ આગ્રહને વશ થઈ બંને જણને ત્યાં જ રોકાઈ જવું પડયું. આભાના પ્રયત્નોના પરિણામે અસીમનું ઉદાસ મોં ફરી પ્રફુલ્લ થઈ ગયું.

સાંજ સમે ફૂલની એક ટોપલી ઊંચકી લાવી નિર્મળા બોલી: ' આવો જોઈએ, કોને સરસ માળા ગૂંથતાં આવડે છે ! '

અસીમ ઠેકડો મારી બોલી ઊઠયો: ' એ કામ મને બહુ સરસ આવડે છે. નાનપણમાં માની પાસે ઘરેણાં પણ ગૂંથતાં શીખી ગયો છું. આજે પણ તાર લાવી આપો તો માથાનો મુગટ સુદ્ધાં હું ગૂંથી આપું. '

નિર્મળા હસીને બોલી: ' લાવી આપો તો કોણ ન કરી આપે ! તાર વગર કરી શકે તેને જ કારીગર તો કહેવાય. વૃંદાવનબાબુ, કેમ કંઈ બોલતા નથી ! '

વૃંદાવનબાબુ બોલ્યા: ' માફ કરજો, આ કામ મને બિલકુલે આવડતું નથી. '

મજાક ભર્યા અવાજે નિર્મળા બોલી: 'એ કેમ બને, ભાઈ, પુરુષ થઈને આવું કેમ બોલો છો! બહુ અઘરું કામ ખરુંને, આ થોડાં ફૂલ ગૂંથી કાઢ્યાં કે પત્યું.'

અસીમ મશ્કરી કરવાનો લોભ જતો ન કરી શકવાથી બોલ્યો: 'તો ખાલી શ્રમ કરશો નહિ, વખતે હાથમાં લાગી બેસશે!'

વૃંદાવને ધીર કંઠે ઉત્તર દીધો: 'હાથ એવા માખણના લોંદાના બનેલા નથી. નાનપણમાં ઘણાઓની ગરદન મરડીને એ તૈયાર થયેલા છે. આ કઠોર હાથ છે, ફૂલની સાથે એનો જરાયે મેળ નહિ ખાય. અને વળી એ કામ પણ છોકરીઓ જેવું છે!'

નિર્મળા હસીને બોલી: 'તમારા અભિપ્રાય મુજબ છોકરીઓની ગણતરી માણસમાં થતી જ નથી, કાં, વૃંદાવનબાબુ!'

વૃંદાવન ભોંઠો પડી બોલ્યો: 'હું કંઈ એવું નથી કહેતો. સંસારનાં કાર્યોમાંથી કેટલાંક સ્ત્રીઓને અને કેટલાંક પુરુષોને એમ ભાગ કરી સોંપી દેવામાં આવ્યાં છે. જેનું જે કામ, તે તેણે કરવું જોઈએ.'

વાતની વચમાં તે સોય લઈને બેસી ગયો હતો. નિર્મળા બોલી: 'તો તો તમે અમને રસોડામાં જ પૂરી રાખવા ચાહો છો, કેમ!'

વૃંદાવન બોલ્યો: 'ના, એવું નથી ચાહતો, તોયે સૌ પોતા-પોતાના કર્તવ્ય દ્વારા જ ઉત્કર્ષ પામે એટલું ઇચ્છવા યોગ્ય છે.'

નિર્મળા બોલી: 'સમજાયું નહિ.'

વૃંદાવન બોલ્યો: 'દાખલા તરીકે — સેવા. એ સ્ત્રીઓનો જ ઇજારો છે. જોકે તેનો થોડોક ભાગ પુરુષોને માટે પણ છે, તો પણ એ ન છૂટકે. નહિ તો માંદા બિમારોની સેવા શુશ્રૂષા માટે દવાખાનાં-ઓમાં આટલી બધી નર્સો રાખવાની કંઈ જ જરૂર નહોતી. હજાર

પ્રયત્નો કરે તો પણ પુરુષ — સ્ત્રીના જેવા સ્વભાવ-કોમળ હૃદયથી સેવા કરી શકતો નથી. એટલે ઊણપ રહી જ જાય છે!'

નિર્મળા હસીને બોલીઃ 'જાણો છો — કે ઊણપ રહી જાય છે, છતાં તે પૂરી કરવાની કોશિશ નથી થતી, એ દોષ નહિ?'

વૃંદાવન બોલ્યોઃ 'કબૂલ, દોષ છે, પરંતુ જે ઉપાદાનથી અમે ઘડાયેલા નથી તે અમે લાવીએ કયાંથી! સ્ત્રીઓનો જીવ સ્વાભાવિક સ્નેહથી ભરેલો છે. એટલે જરા દુઃખ પડે કે બાળક માની પાસે જ દોડી જાય છે, બાપની પાસે નથી જતું.'

અસીમ વૃંદાવનના હાથ ભણી જોઈ બોલ્યોઃ 'પરંતુ માળા તો સરસ જ ગૂંથાઈ રહી છે. પુરુષ છતાં સુંદરતાનો ખ્યાલ કંઈ ઓછો નથી.'

વૃંદાવન બોલ્યોઃ 'એનું કારણ સ્ત્રીના હાથે ઊછર્યો છું એ છે, બીજું નથી.'

નિર્મળા કૌતુક ભરી નજરે એની સામે જોઈ બોલી: "ઓહો, ત્યારે તો તમે સ્ત્રીના મૂંગા ઉપાસક છો.'

વૃંદાવન વાત દાબી દેવાના હેતુથી હાથમાંથી માળા બતાવી બોલ્યો: 'પહેલેથી જ મેં કહ્યું હતું કે કઠોર હાથમાં પડીને આ ફૂલ રડીરડીને અડધાં થઈ જવાનાં છે, જુઓ, મારું કહેવું ખરું હતું ને!'

આભા પાસે આવી બોલીઃ 'જોઉં આપો તો, મારા હાથમાં.'

નિર્મળા હસીને બોલીઃ 'ના, ના, એની કિંમત ન આપે ત્યાં લગી આપશો નહિ. આટલી મહેનતનું મૂલ્ય તો ખરુંને કાંઈ!'

આભા બોલીઃ 'દઈશ, એમાં શું! જાતે રાંધીને ખવડાવીશ.'

બોલી તો નાખ્યું, પણ બીજી જ ક્ષણે શરમથી લાલ બનેલા મુખે, વંટોળિયાની પેઠે તે ત્યાંથી છટકી ગઈ.

## : ૧૪ :

અખૂટ આનંદ ઉલ્લાસમાં બીજા દિવસનું સવાર થયું.

શહેરનાં કેટલાયે જાણીતાં માનીતાં માણસો મિત્રની દીકરીના જન્મદિવસે તેને આશીર્વાદ આપવા આવ્યાં હતાં.

ધન અને સંસ્કારિતાને લીધે મિ. પાલિતના ઘરે ઇન્દ્રભવનના જેવી સુંદરતા ધારણ કરી હતી, અને આભા જાણે બની હતી આ રાજ્યનો જીવાત્મા — સફેદ કિનારીવાળા ચણિયા ઉપર તેણે બારીક આસમાની રંગની સાડી પહેરી હતી, અને બરાબર પરી રાણીના જેવી દીપતી ઘરમાં ઘૂમતી હતી.

હાસ્યની પ્રતિમા સમી, આનંદનાં મોજાં ઉછાળતી નિર્મળાએ આવીને આભાને ધબ્બો માર્યો. કૃત્રિમ ક્રોધ ભરી આંખે એની સામે જોઇ આભા બોલીઃ 'વાગતું નહિ હોય કાં!'

નિર્મળા એના કાનની પાસે મોં લઇ જઇ બોલીઃ 'જન્મ દિવસે લેણુંદેણુ પતાવી લેવી સારી, ખોટું કહું છું?'

આભા રોષ કરી બોલીઃ 'તારી સમસ્યાઓ હવે રહેવા દઇશ?'

નિર્મળા બોલી: 'આમાં સમસ્યા જેવું તને શું લાગ્યું? કોની વીંટીએ બંધાવું છે, એ કહેને.'

આભાએ ચપળ નયને પળવાર ચોતરફ જોયું, પછી નિર્મળાને ધક્કો મારી બોલી: 'મર, મર, જહન્નમમાં જા!'

નિર્મળા બોલી: 'ધાર કે ગઈ, પણ એથી તને શો લાભ થવાનો છે?'

આભા બોલી: 'લાભ નુકસાન મારે જોવાનું નથી, તું મર!'

નિર્મળા બોલી: 'મરું, તો એ અસીમ સાગરમાં જ પડીને મરીશ. તારા ભાગમાં વૃંદાવન છે, તિલક માળામાં એ શ્રી અંગ સરસ શોભશે.'

મોઢે રૂમાલ દાબી દઈ હસતી હસતી આભા બોલી: 'એ શું અલી!'

નિર્મળા નિરાશાનો નિસાસો નાખી બોલી: 'અરે બાઈ, શું કરું કહે, આંધળા દેવ બાધા આખડી માનતા નથી.'

આભા બોલી: 'તો આટલા દિવસના પોષેલા દેવને વહેતા મૂક.'

નિર્મળા બોલી: 'તે મૂક્યા જ છે તો! હમેશાં તે વાશી ભાત ને કાંજી કંઈ સારી લાગે?'

આભા હસીને બોલી: 'તને તો ન લાગે, પણ એનું શું થશે?'

નિર્મળા મોં બગાડી બોલી: 'થવાનું શું વળી! મનગમતું કંઈ ખોળી લેશે. તને જો એટલું દરદ થઈ આવતું હોય તો તું જ જાને?'

આભાએ એના ગાલ પર આંગળી વતી એક ઠોંસો લગાવી દીધો. બીજી જ ક્ષણે પૂંઠળ જોઈ એ બોલી: 'ચૂપ – બાપા –'

મિત્રની સાથે મિ. પાલિતને વાત ચાલી રહી હતી. કોઈએ પૂછ્યું: 'આભાના વિવાહનું કંઈ નક્કી કર્યું કે નહિ, પાલિત?'

મિ. પાલિત બોલ્યા : ' હજી બાળક છે, એટલામાં વિવાહની શી ઉતાવળ છે ? '

મિત્ર બોલ્યો : ' પણ કરવો તો પડશેને ? મને પૂછો તો, આજથી જ પસંદગી કરી રાખવી સારી ! '

મિ. પાલિત હસી બોલ્યા : ' વિલાયત જઇ આવેલો ન મળે ત્યાં લગી છોકરી નાખવાની મારી ઇચ્છા નથી. '

મિત્ર હસીને બોલ્યો: ' પોતે બેરિસ્ટર ખરાને, એટલે બેરિસ્ટર જમાઈ માટે આટલો આગ્રહ છે. '

મિ. પાલિત બોલ્યા: ' બનવા જોગ છે. તોયે શું કરું, મારા અભિપ્રાય મુજબ તો વિલાયત ન જઈ આવે, ત્યાં લગી કોઇનું યે જ્ઞાન સંપૂર્ણ થઈ શકતું નથી. અદબ કાયદો, ઉચ્ચ શિક્ષણ, જે કંઇ કહો તે બધું વિલાયતમાં જ છે, અહીં નથી. આ વાત માનો છો તમે ? '

પેલી વ્યક્તિ મિ. પાલિતના શબ્દોમાં હા એ હા કરી બોલી: ' ખરું છે. '

એ ત્રણ દિવસ પછી ઓચિંતો એક દિવસ અસીમ મિ. પાલિતની પાસે આવીને બોલ્યો: ' હું વિલાયત જાઉં છું. માઇનિંગ કે એવું ગમે તે કંઇ ભણી આવીશ. '

ઉત્સાહ–ભરપૂર કંઠે મિ. પાલિત બોલ્યા: ' સરસ, સરસ ! ખરેખરા જ્ઞાનનો અંકુર વિલાયતમાં જ ફૂટે છે. અને એ તો — જે તને માફક આવે તે કરજે. વૃંદાવન ક્યાં છે, એ આવે છે ને ? '

અસીમ મોં બગાડી બોલ્યોઃ ' એની વાત જ જવા દોને. બાપ નથી, અને દાદાની આગળ મોટો થયો છે. એ દાદા પાછા ચૂસ્ત હિંદુ છે, વિલાયતનું તો ઠીક, પણ કોઈને ત્યાં ખાવાપીવાનું યે એમને ગમતું નથી. હં, પણ મને જરા થોડી ઘણી સલાહ સૂચનાઓ આપવી પડશે. રીતભાત, અદબ કાયદા કશાની મને ખબર નથી, છેવટે મૂરખ બનવું પડે.'

મિ. પાલિતના મુખ પર પળભર વિષાદની એક કાળી છાયા પ્રસરી ગઈ. પરંતુ બીજી જ પળે, ખૂબ ઉત્સાહમાં આવી એ બોલી ઊઠયાઃ ' એ તો કહીશ જ ને. તો પણ, એ ખરું કે એક બે કલાકમાં શીખી લેવાય એવી ચીજ એ નથી. ટૂંકમાં કહું તો ખૂબ ભળતા રહેવું જોઈએ. તો પણ એ લોકો એવા વિવેકી છે કે ભૂલચૂક જાતે જ સુધારી લે છે. વિલાયત ગયા વગર, એ લોકો કેવા મહાન છે એની કલ્પના પણ આવવી મુશ્કેલ છે.'

તે દિવસે આભાને મલી અસીમ બોલ્યોઃ ' એક પ્રબળ આશા મનમાં ભરીને હું અફાટ મહાસાગરમાં નાવ હંકારું છું — પાછો આવું ત્યારે એ આશા પૂરી થશેને, આભા ?'

આભા ગંભીર કંઠે બોલીઃ ' આશા છોડી દેવી જ સારી છે, અસીમ ભાઈ, સખી પરણેલી છે.'

નવાઈ પામી, આભો બની અસીમ બોલ્યોઃ ' સખી ! સખી કોણ ?'

આભા મંદ હસીને બોલીઃ ' હજી જહાજ પર તો ચડયા નથી, એટલામાં જ આટલું ભૂલી ગયા ?'

અસીમ બોલ્યોઃ ' પરંતુ સખી ! સખી કોને કહો છો ?'

આભા બોલીઃ ‘ પાછા આવ્યા પછી આશા પૂરી થશે કે નહિ એમ પૂછો છો એ — નિર્મળા.’

અસીમ હસીને બોલ્યોઃ ‘ કોણે કહ્યું ? એ તો તમે છો.’

એકાએક એક લાલ વાદળથી આભાના ગાલ લાલ થઈ ગયા ! તે નીચે મોંએ, નખ ખણુતી ખણુતી બોલીઃ ‘ મારી વાત છોડી દો. મારે કદાચ આ જનમ કુંવારી જ રહેવું પડશે.’

અસીમ રૂક્ષ સ્વરે બોલ્યોઃ ‘ આ નિરાશાભરી વાણીનું કારણ વૃંદાવન છે, નહિ આભા ?’

પળ વાર મૂંગી રહી આભા એના કરતાં યે વધુ રૂક્ષ સ્વરે બોલી — ‘ આનો સામો જવાબ, હું હમણાં જ દઈ શકું છું, અસીમ બાબુ, — પણ જવા દો, એટલી નીચતા મારામાં હજી નથી આવી.’

આભાના શબ્દોથી બિલકુલે ગુસ્સે થયા વગર અસીમ બોલ્યોઃ ‘ પણ હું એ જ જાણવા માગું છું.’

આભાનો સતેજ અવાજ — યુદ્ધકાળના શંખની પેઠે વાગી ઊઠયો. દર્પભેર પગ ઠોકી એ બોલીઃ ‘ ન જાણવામાં જ તમારું ભલું હતું. પણ જીદ કરો છો તો કહું છું, કે સભ્યતાના નિયમનો ભંગ કરીને જે કૃતઘ્ની પુરુષ સ્ત્રીનું સન્માન સાચવી શકતો નથી, તેની સાથે પરણવાની વાત તો દૂર રહી, પણ હું એને પૂરા દિલથી ધિક્કારું છું. પણ તમે વૃંદાવનબાબુના મિત્ર છો એટલે, આટલા દિવસ તમારી બધી રીતભાત સહી લીધી છે, પણ હવે હું નથી સહેવાની.’

બોલવું પૂરું થવા આવતાં ચાલી જવા માટે વેગથી પગ મૂકવા જતાં, એકાએક એ ચમકીને ઊભી રહી, અને ફરીથી બોલીઃ ‘ ભાઈ

બેનને જે નજરે જુએ છે એ નજરે મને જોવાની જો કદી પણ તમારામાં હિંમત હોય, તો કહું છું, આવજો. આભા બેનનો પ્રેમ આપવામાં કંજૂસાઈ નહિ કરે, પણ સાથે સાથે યાદ રાખજો કે એ પણ એક બીજી વ્યક્તિને લીધે જ છે.'

બીજી જ પળે તે દોડતી હોય તેમ ત્યાંથી જતી રહી.

: ૧૫ :

અસીમની વિલાયત જવાની વાત સાંભળી, ત્યારનું વૃંદાવનનું મન પણ ચંચળ જેવું બની ગયું હતું. એની સાથે ફરી આવવાનું ન બને! એમાં દોષ શું! જાણવા પણ મળશે, અને પરદેશ જોવાનો આનંદ પણ મળશે — બેય એક સાથે. શાસ્ત્રનો તો વાંધો નથી, પણ સમાજનો છે. સમાજ આ કેવો અન્યાય કરે છે!

બીજી જ પળે, પરંતુ, મન બીજી જ વાત કરવા લાગ્યું. ખરેખર શું પોતે ભણવા માટે વિલાયત જવા ઇચ્છે છે, કે પછી પેલુ રૂપાળું કુમળું મુખ હક કરી, પ્રેમપૂર્વક વરણ કરી લઈ શકાય તે માટે તેને આવું મન છે? પરાજયની બીકે તેનું મન ચંચળ બની ગયું; તર્કનાં મોજાં ઉછાળી તે સિદ્ધ કરવા મથ્યો કે એવું હોય તોયે શું? એમાં યે શું ખોટું છે? નારી પણ જગતનું અમૂલ્ય રત્ન છે. તરતાં આવડે છતાં, રત્ન લેવા સાગરમાં ડૂબવાની બીકે ન જવું એ તો દુર્બળતા કહેવાય.

અસ્થિર મગજને કાબુમાં લાવવા માટે તે મન મનથી પ્રશ્ન કરવા લાગ્યો: 'તો આ પ્રવાસને ભણવાનું નામ આપવાની શી જરૂર?'

બીજી પળે પોતે જ પોતાના પ્રશ્નનું સમાધાન કર્યું: 'કેમ, ભણવાનું નહિ બને! એ ચાર વરસની મહેનતમાં ત્યાંથી હું જેટલો હોશિયાર થઈને પાછો આવીશ, એટલો અહીં સાત વરસે પણ થઈ શકીશ કે કેમ તે સંદેહ છે. તે ઉપરાંત પ્રાશ્ચાત્ય ભણતરની અહીં દેશમાં કદર થાય છે એ વધારામાં. લોકો વિલાયત જઈ આવેલા દાક્તર કે વકીલ પર જેટલો વિશ્વાસ રાખે છે, ને તેને માન આપે છે, તેના સોમા ભાગ જેટલું પણ આ દેશી પરીક્ષાઓ પાસ કરેલા વિદ્યાર્થીને લોકો માન આપે છે કે કેમ તે શંકા છે.'

ત્યારે તો એમ કે આ પ્રવાસમાં ખોટું કંઈ જ નથી. અને છતાં એમાં એક કાંકરે બે પક્ષી પાડવાનો પૂરો સંભવ છે. એટલે નિષ્ક્રિય રહેવું એ નરી મૂર્ખાઈ છે. આભા સુન્દર છે—એ અનુપમ સુન્દરતા ભૌતિક નથી લાગતી—સ્વર્ગીય લાગે છે—એને પત્નીરૂપે મેળવવી જ જોઈએ, એ જ અસીમનો મુખ્ય હેતુ છે. તો શું આમ સહેલાઈથી, વગર પ્રયત્ને એને હાથમાંથી જવા દેવી? ના, ના, કદાપિ નહિ. હું પણ જવાનો. એને પત્ની તરીકે ગ્રહણ કરવાનો માત્ર મને જ અધિકાર છે. ઈશ્વરની સૂચના છે,—'તારા જીવન પ્રવાહની સાથે આભાની જીવન-સરિતાની ગોમુખીધારા મેં ભેળવી દીધી છે, એ ભૂલતો નહિ.' ના, ના, એ અધિકારથી હું મને પોતાને કોઈ રીતે વંચિત રાખવાનો નથી.

વિચારમાં ને વિચારમાં તે એકદમ ચમકી ગયો. આ શું કરી રહ્યો છે પોતે! દૂર દૂરના પેલા ગામડાના ઘરમાં એની જ આશાએ એક ભોળી છોકરી હાથમાં દહીં ને માળા લઈ વાટ જોતી બેઠી છે! શો ગુનો કર્યો એણે? સગાંવહાલાં બધાંયે, તેમને બંનેને વચનના પાશમાં બાંધીને ભાગ્યના એક જ પ્રવાહમાં વહેવડાવવા કેડ બાંધી ઊભાં છે. બાળ ક્રીડાઓમાં એ પોતે પણ એને પોતાની કહીને સ્વીકારતો આવ્યો છે. આજે એક સાધારણ મોહની ભમરીમાં પડી, એ સદા-

કાળની સ્વકીયાને પરાઈ ગણી હડસેલી કાઢવી એ શું ન્યાય છે? એ શું ધર્મસંમત છે?

ખૂબ હઠીલી છે એ છોકરી. જમાના–જૂની પ્રથાઓને વળગી રહી એ અંધારા ઓરડામાં જ પોતાને છુપાવી રાખવા ઇચ્છે છે. સભ્યતાની નિર્મળ જ્યોત્સ્ના એને મન 'શહેરના વટલેલવેડા.' છે. એનું નામ, એનું ચાલચલન, રીતભાત બધુંયે એ ગંદા ગામડિયા બીબામાં ઢાળેલું છે! ના, ના, એ જંગલી છોકરીની સાથે એનું મિલન — અસંભવિત!

ગરમ મગજ ઠંડું કરવા તેણે પથારીમાંથી ઊઠી, સામેની બારી ઉઘાડી નાખી. પૂર્ણિમાની નિષ્કલંક ચાંદનીનાં નિર્મળ કિરણો દોડી આવી એનાં આંખ મોં પર, આખા શરીર પર પથરાઈ પડ્યાં. બારી આગળ ઊભા ઊભા તેણે પ્રકૃતિની એ નિસ્તબ્ધ અમલ – ધવલ – લીલામાં પોતાને ડુબાડી દેવાનું મન કર્યું.

ચંદ્રનો શુભ્ર પ્રકાશ — ઝાડ, રસ્તો, સીમ, ઘાટ, બધુંયે શુભ્ર શુભ્ર બની ગયું છે. નાખી નજર પહોંચે ત્યાં સુધી માત્ર સફેત પ્રકાશનો મનમોહક પટો જ દેખાય છે. એક જ પ્રવાહમાં જગત આખું મત્ત બની ગયું છે. એ દૃશ્ય જોઈ આંખો બીંજાઈ આવી.

તેણે વિચાર કર્યો: 'હું પણ કેમ આવો ન બનું! પુંટી અસભ્ય છે, જંગલી છે, એથી શું થઇ ગયું! હું મારા હૃદયનો તમામ પ્રેમપ્રવાહ આવી જ રીતે વહેવડાવી દઈ, તમામ તળાવ ખાબોચિયાંને ઢાંકી દઇ, શા માટે તેને મારી જ પેઠે તૈયાર કરી ન દઉં!'

ઓચિંતું તેના હૃદયમાં મશ્કરીના સૂરે કોઈ બોલી ઊઠ્યું હોય એમ તેને લાગ્યું: 'એવું નથી બનતું — એવું નથી બનતું!'

ભાવશૂન્ય ભાવે માથું હલાવી તે અસ્ફૂટ સ્વરે મનમાં મનમાં બોલ્યો: 'કેમ ન બને! આ ચાંદનીની અમૃત ધારાથી આખા જગતનો

ચહેરો બદલાઈ ગયો છે ને ! જરૂર બનશે. આભાને મારી જરૂર નથી, એ અસીમની છે. ના, ના, એના કરતાં મારી પુંટી જ સારી છે.'

આખા જગતમાંથી જાણે પ્રતિઘોષ સંભળાવા લાગ્યો : ' એ જ બરાબર છે, એ જ બરાબર છે. કોમળ તરંગના મધુર કલ્લોલમાં ગાન ગાઈને નદી જાણે કહેતી ગઈ — એ જ બરાબર છે. ઊંઘતાં પંખીઓ એ સુંદર સ્વપ્ન જોઈ ચમકીને જાગી ઊઠી, નિદ્રાથી ઘેરાયેલી આંખે ગાવા લાગ્યાં — એ જ બરાબર છે, એ જ બરાબર છે. ફૂલની મધુર ગંધ ચોરી લાવી, પવન જાણે તેના મોં પર ઢળી પડવા લાગ્યો ને કાનોકાન કહેવા લાગ્યો : — એ જ બરાબર છે, એ જ બરાબર છે. ચાંદનીએ પણ જાણે બમણા ઉત્સાહથી ઉજ્જવળ બની કહ્યું — એ જ બરાબર છે, એ જ બરાબર છે.

દૂરનાં ઝાડો તરફ તેણે નજર કરી તો તેને લાગ્યું, જાણે એ ઝાડો એક પછી એક શાખા રૂપી આંગળીઓ હલાવીને તેને બોલાવી રહ્યાં છે : ' આવ, આવ, દોડી આવ, એ રાહ જોતી બેઠી છે. '

આ આહ્વાન અસહ્ય થઈ પડવાથી તેણે બાહ્ય સૃષ્ટિ પરથી નજર ફેરવી લીધી. થાકયા પાકયા દેહે તેણે પથારીમાં શરીર ઢાળી દીધું, પરંતુ તોયે તેનો છૂટકારો થયો નહિ. પ્રકૃતિની વાણીના પડઘા એના વિચારોમાં ફરી ફરીને જાગવા લાગ્યા : ' એ સરસ દેશમાં જ ચાલ. એને તારી મરજી પ્રમાણે ઘડી લે, એમાં શું ! ચાલ, હવે મોડું ન કર. '

ઉશ્કેરાટમાં ઓટ આવે એ પહેલાં જ તે પોતાનો સરસામાન બાંધવા લાગી ગયો. બીજે જ દિવસે સવારની ગાડીમાં દેશ તરફ રવાના થઈ જવાની એની ઇચ્છા હતી.

: ૧૬ :

શરદ ઋતુનું એક કાળું વાદળું આકાશ માર્ગે તણાતું જતું હતું, તે એકાએક માથા પર આવીને સ્થિર ઊભું રહી ગયું. તારના દોરડા ઉપર એક કાળું પંખી બેઠું હતું, ઓચિંતું સિસોટી વગાડી દૂરના આંબાના વન ભણી ઊડી ગયું.

ગામના કેટલાક ખેડૂતો મોં ફાડી કલકત્તાના બાબુને આવતો જોઈ રહ્યા હતા. વૃંદાવનની નજર એકાએક ભમીને એ તરફ પડતાં, એ લોકો ખસી ગયા. એક ગાય ખેતરનું કૂણું કૂણું ઘાસ ખાતી હતી. એકાએક મોં ઊંચું કરી એણે લોલુપ નજરે પવનમાં હિલોળતાં ખેતરના પાક ભણી નજર કરી. પણ બીજી જ ક્ષણે અસ્ફૂટ શબ્દ કરી એ પાછી ઘાસ જ ખાવા લાગી ગઈ.

ઘર તરફ જતાં જતા રસ્તામાં એ વિચાર કરવા લાગ્યો —

પેલો સફેદ સારસ પાણીને કિનારે ગરદન બંકી કરી બેઠો છે, એને ખબર છે કે જગતમાં એનું કોઈ દુશ્મન નથી. પેલું પંખી ઝાડે ઝાડે નાચતું ફરે છે—એને ખબર છે કે આ જગત આખું મારા કબજામાં છે. જગતમાં બધે આનંદ જ આનંદ દેખાય છે. મુક્ત!— મુક્ત!— મુક્ત! આખી દુનિયામાં બસ મુક્તિની જ બોલબોલા ચાલી

રહી છે. વાહ, આટલા મુક્તિના વાતાવરણમાં જ રહેવા છતાં ગામડાંના લોકો મુક્તિના ભક્તો કેમ નથી બનતા ?

પરંતુ આ 'કેમ'નો યોગ્ય ઉત્તર તેને સૂઝે તે પહેલાં તો ખસ ખસ અવાજ સાંભળી તેણે ચમકીને નજર કરી, તો જણાયું કે ક્યારનોયે તે પેલા મોટા પુકૂરની પાળે આવી પહોંચ્યો હતો. એક ઝાડની ઓથે ઊભા રહી તે થોડી વાર મોં ફાડી જોઈ રહ્યો.

ઘાટ પર એકલી બેઠી બેઠી પુંટી વાસણ માંજી રહી હતી. કેટલાક પાળેલા હંસો એના હાથમાંથી નંખાયેલા ભાતના દાણા ખાવા જાણે કે તેના શરીર ઉપર ધસી આવતા હતા.

પુંટી આ હંસોને હાથના મૃદુ ધક્કાથી પાછા ધકેલી બોલી ઊઠી : 'ખસી જા, નહિ તો મારીશ, છાંટા કેમ ઉડાડે છે ?'

વૃંદાવને શાંત પદે આગળ વધી બૂમ મારી : 'પ્રભા !'

એકાએક પૂંઠળ જોઇ પુંટી હાથમાંનું માંજવાનું વાસણ મૂકી દઈ ઊઠીને ઊભી થઈ ગઇ. આતુર નયને વૃંદાવનની સામે જોઇ તે પ્રફુલ્લ સ્વરે બોલી : 'ઓ મા ! તમે છો ! ક્યારે આવ્યા ?'

મનની ચંચળતા દબાવી દઈ વૃંદાવન બોલ્યો : 'આ હમણાં જ ચાલ્યો આવું છું. પ્રભા, તમે સૌ મજામાં છોને.'

આભી બની વિસ્મયથી એના મોં સામે જોઈ રહી પુંટી બોલી : 'પરભા, પરભા કોને કહો છો, હું તો પુંટી છું. એટલામાં નામે ભૂલી ગયા !'

વૃંદાવન નાક સાફ કરી બોલ્યો : 'એ કઢંગું ગામડિયું નામ મને પસંદ નથી. એટલે આજથી મેં તારું નામ 'પ્રભા' પાડ્યું છે, સમજીને ?'

પુંટી હસીને બોલી : 'તમે તો પાડ્યું, પણ અત્યારે એ યાદ રાખવા કોણ બેઠું છે, જનમથી જે પુંટી હતી તે આજે પરભા

બની ગઈ એને યાદ કેવી રીતે રહેશે! તમે બોલાવશો તો કદાચ હોંકારો દેવામાં રે ભૂલ થશે.'

વૃંદાવન બોલ્યો : 'કંઈ વાંધો નહિ. બેચાર વખત ભૂલ થશે, પછી નહિ થાય.'

માંજેલું વાસણ કેડે ઉપાડી લઈ પુંટી બોલી: 'એ પછીની વાત પછી થશે. અત્યારે તો ઘેર ચાલો.'

સ્થિર આંખે પળવાર એની ભારથી નમેલી દેહભંગી જોઈ રહી વૃંદાવન બોલ્યો : 'આ બધી વેઠ શા સારૂ, પ્રભા! છિ, હવે ન કરતી!'

પુંટી બોલી : 'વાહ રે! અમારું કામ અમે નહિ કરીએ તો કોણ કરશે?—તમે?'

અસ્થિર નયને ચારે તરફ જોઈ વૃંદાવન બોલ્યો : 'શું, બીજું કોઈ કરનારું નથી??'

પુંટી ગાલે હાથ દઈ બોલી : 'તમે તો નવાઈનું બોલો છો, બીજું કોણ હોય તે? કામ કરવામાં હું ને મા. એના કામમાંથી થોડો ભાગ ન પડાવું તો એ એકલી કેટલું કરે, કહો?'

અધીર ભાવે પગ ઠોકી વૃંદાવન બોલ્યો : 'દાદુની કેવી ભૂલ છે! કોઇ બાઈ રાખી લીધી હોય તો શો વાંધો!'

હોઠ કરડી પુંટી બોલી : 'ઉંહ! કલકત્તાની હવા લાગી લાગે છે. ઘરમાં માણસો તો આખાં ત્રણ, ને એટલાંનું કામ કરવા પાછી બાઈ રાખવી પડે, એવી શી જરૂર? પડદા બીબી તો નથી ને!'

દૃઢ સ્વરે વૃંદાવન બોલ્યો : 'નહિ, એ નહિ ચાલે. દાદુ આ ખોટું કરે છે!'

પુંટી હસીને બોલી: 'વારૂ, એ ઝઘડો એમની સાથે કરી લેજો, અત્યારે તો ઘેર ચાલો.'

બંને ચાલતાં હતાં, ત્યાં વૃંદાવન બોલ્યો: 'આ વખતે કેમ આવ્યો છું, ખબર છે?'

માથું ધુણાવી પુંટીએ એના મોં સામે જોઈને પૂછ્યું: 'કેમ?'

વૃંદાવન બોલ્યો: 'તને કલકત્તા લઈ જવા.'

મૂઠી વાળેલા હાથે ગાલ દબાવી પુંટી બોલી: 'ઓ મા! એ શું! કેવું બોલો છો તમે તે! ત્યાં આવીને હું શું કરવાની?'

ગંભીર સ્વરે વૃંદાવન બોલ્યો: 'હું જઈને જે કરું છું, તે તું કરજે, ભણવા ગણવાનું શીખજે.'

પુંટી પૂંઠ ફરી ખંધાઈ ભર્યું હાસ્ય કરી બોલી: 'કંઈ કારણ? નોકરી કરવાની છે શું?'

વૃંદાવન હસીને બોલ્યો: 'ભણવા ગણવાનું શીખ્યા એટલે નોકરી જ કરવી પડે એવું કંઈ નથી.'

પુંટીએ ટૂંકો પ્રશ્ન કર્યો: 'તો પછી?'

વૃંદાવન સ્થિર નજરે એના મોં સામે જોઈ મુરબ્બીવટ ધારણ કરી બોલ્યો: 'ભણ્યા વગર જ્ઞાન આવતું નથી; ભવિષ્યના જીવનનો વિચાર કરતાં ભણતર એ આપણી પહેલી જરૂર છે.'

પુંટી ચીડ ભર્યા સ્વરે બોલી: 'શી ખબર, આ બધું શું બોલી રહ્યા છો, મને તો કંઈ સમજ પડતી નથી. મારાથી તો ભણવા ગણવાનું કંઈ નહિ બને. કહે છે કે ત્યાં ગયા પછી મડમ બનવું પડે છે!'

વૃંદાવન હસીને બોલ્યો: 'ઊજળાં લૂગડાં પહેરવાથી કંઈ મડમ બની જવાતું નથી, બાકી તંદુરસ્તીની નજરે એ જરૂરી છે.'

પુંટી ચીડાઈને બોલી: 'તો અમે ગામડિયાં શું સદાકાળ માંદલાં જ રહીએ છીએ એમ તમે સમજો છો? કેટલી કલકત્તાની બીબીઓ અમારા જેટલું કામ કરી શકશે, કહો જોઉં? ભણતર ભણતર કોને

કહો છો, અહીં શું અમે ઓછું ભણતર ભણીએ છીએ? તમારા શહેરની છોકરીઓને રાંધતાં આવડે છે? ચણા મમરા શેકતાં આવડે છે?'

વૃંદાવન બોલ્યો: 'એ બધું ન આવડે તો પણ ભવિષ્યની પ્રજાનું જેથી કલ્યાણ થાય એવું શિક્ષણ એમને મળે છે. પહેલાં માને સંસ્કારી બનાવવી જોઈએ, તો બાળકો સારાં થશે. આપણાં જ છોકરાંનો વિચાર કર, પહેલાં તારી જ સાથે એ રહેવાનાં, તે વખતે તું એને શું શિક્ષણ આપીશ? માત્ર ઘરમાં છાણવાસીદું કરવું ને વાસણ માંજવાં એ સિવાય બીજું તને શું આવડે છે?'

એક હાથ જીભ બહાર કાઢી પુંટીએ એક વખત વૃંદાવનની સામે જોયું. પછી ધીરે ધીરે મોં ફેરવી લઈ બોલી: 'જાઓ, આવું બધું શું બોલો છો!'

વૃંદાવન તેજથી બોલ્યો: 'હું ખરું જ કહું છું, આપણાં ભાવિ બાળકોને ઉછેરવાની જવાબદારી જેટલી તારી છે,—તેટલી મારી નથી.'

પુંટી નાસી છૂટી. દોડતાં દોડતાં બોલી: 'છિ! ભણી ગણીને છેવટે આ આવ્યું! બસ, આવી જ બધી વાતો! જાઓ તમે બહુ ખરાબ છો!'

## : ૧૭ :

વૃંદાવન આવીને જ્યારે પગમાં પ્રણામ કરીને ઊભો ત્યારે વૃદ્ધ હરદયાળ કાગળ કલમ લઇ હિસાબ ગણવામાં મગ્ન હતા. ચશ્માંમાંથી આડી નજરે એક વાર જોઇ લીધા પછી, ડોસાએ હાથમાંની કલમ જોરથી ચલાવવા માંડી. પૌત્રને મીઠા શબ્દોમાં બોલાવવાનું, અને એના નમસ્કારના જવાબમાં આશીર્વાદ દેવાનું પોતાનું કર્તવ્ય છે એ વાત તે એકદમ જ ભૂલી ગયા.

થોડીવાર શાંત ઊભો રહી વૃંદાવને કપડાં બદલવા ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે ડોસાએ ઊંચું જોયું. થોડે દૂર પુંટી તરતનાં માંજેલાં વાસણો ગોઠવતી હતી. ધીમા અવાજે તેને પોતાની પાસે બોલાવી ડોસાએ પૂછ્યું: 'બાબુ આમ ઓચિંતા કવખતે ક્યાંથી આવી પહોંચ્યા, પુંટી?'

મોં ફેરવી પુંટી બોલી: 'મને એની શી ખબર! પોતાને ઘેર આવવામાં વળી વખત કવખત શો જોવાનો?'

ડોસો સ્થિર નજરે થોડી વાર એ કામકાજમાં ગુંથાયેલી સ્રીના મોં ભણી જોઇ રહી નિઃશ્વાસ નાખી બોલ્યો: 'એ ખરું, તોયે પણ—'

વચમાં જ પુ'ટી ચિડાયેલા અવાજે બોલી ઊઠીઃ ' તમે જ પૂછી લો ને! મને પૂછો છો તે હું કંઇ જોષી બોષી છું કે લોકોના મનની વાત જાણીને કહી દઉં?'

પાસે પડેલા ચોપડા કાગળિયાં વગેરે ગોઠવી લઇ કપડામાં બાંધતાં બાંધતાં ડોસો બોલ્યોઃ ' એ પૂછીશ જ તો. તારાથી બીજે શું હું મૂંગો બેસી રહીશ એમ તું ધારે છે? હાય પારકાં બધાં ભેગાં કરી મેં મારું ઘર ભર્યું છે!'

બરાબર એ જ વખતે વૃંદાવનને બહાર આવતો જોઈ ડોસાએ બાંધેલી પોટલી ફરી ખેંચીને ઉઘાડી નાખી.

વૃંદાવન પાસે આવીને બોલ્યોઃ ' હું આમ ઓચિંતો આવી ચડ્યો એ જોઈ તમને બહુ નવાઈ લાગે છે, નહિ દાદુ?'

ડોસો કંઈ ન બોલ્યો. તો પણ તેનો ચંચળ હાથ ધીમે ધીમે ચોપડાનાં પાનાં ઉથલાવ્યા કરતો હતો. ઓચિંતાના એક પાનાં પર એક ચિત્તે તે હિસાબ કરવા લાગી ગયો. આ એકચિત્તતાની પાછળ કોઈ એક આશા પૂર્ણ રૂપે વિરાજી રહી છે એની વૃંદાવનને બરાબર ખબર હતી. તેમ છતાં, આજની આ વર્તણુકથી એના મનને કોણ જાણે કેમ આઘાત લાગ્યો.

તે ધીર ગંભીર સ્વરે બોલ્યોઃ ' ઘરમાં બોલાવીને માણસનો શું આવી રીતે સત્કાર થતો હશે, દાદુ? બહારની બળતરા હોલવવા તો માણસો ઘેર દોડી આવે છે!'

ડોસો ગંભીર છતાં વેદના ભર્યા અવાજે બોલ્યોઃ ' કોણ કોનું સગું છે! જ્યારે એકાદ કાગળની ચબરખીની યે આશા નથી રાખી શકાતી ત્યારે, ખાલી અમથી ખેંચાખેંચ કરી શું કરવા માયા વધારવી! જિંદગીની ખરી સંધ્યા વખતે ખૂબ માયા ભેગી કરી, પણ સોને ફક્ત પૈસા સાથે સંબંધ છે, બસ!'

કેવો ભારે અભિમાનનો પ્રવાહ વૃદ્ધના હૃદયમાં ઉછાળા મારી રહ્યો હતો તેની હવે વૃંદાવનને ખબર પડી. તેથી તે હળવે સાદે બોલ્યો: 'શું કરું કહો, ગયો કે થોડા જ વખતમાં એક મોટરના અકસ્માતની ધમાલમાં પડતું પડયું કે કાગળ લખવાનો :વખત જ ન મળ્યો!'

આટલું બધું અભિમાન એક પલકમાં ઓગળીને પાણી થઇ ગયું: 'હાથમાંનું પાનું મૂકી દઇ ડોસો ઉત્સુકતાપૂર્વક તેની સામે જોઈને બોલ્યો: 'શું બહુ વાગ્યું હતું, દાદુ, હજી એની પીડા છે ખરી? જાઉં, અભય દાકતરને જરા બોલાવી લાવું.!'

આ સ્નેહની સરસ્વતીએ વૃંદાવનના અંતરમાં તૃપ્તિની ભરતી આણી દીધી. મંદ હસીને એ બોલ્યો: 'હું પોતે અકસ્માતમાં નહોતો સપડાયો, પણ એક છોકરી સપડાઈ ગઈ હતી, એને બચાવવા જતાં મને થોડું અમથું વાગી ગયું હતું. એ તો મટી ગયું.'

ડોસો આ શબ્દો એકે એક ગળે ઉતારી રહ્યો હતો. નિઃશ્વાસ નાખી એ બોલ્યો: 'તું એવો જ રહ્યો! પારકાની ખાતર પોતાના જીવને એમ જોખમમાં નાખવાનો હોય! જો તું જ પીસાઈ ગયો હોત તો શી દશા થાત કહે જોઉં? સાંભળ્યું, પુંટી, વિંદો કંઈ એવો છોકરો નથી! એ તો જરા મોટરની અડફટમાં આવી જવાથી કાગળ લખાયો નહોતો, નહિ તો મને વીતાડે — એ કંઈ એવો થોડો છે!'

આનંદના અતિરેકમાં ડોસાએ પુંટીને માથે બધો દોષ ઓઢાડી દઈ નિરાંતનો શ્વાસ લીધો. પુંટી આડી નજરે એના મોં સામે જોઈ જરા હોઠમાં હસી.

ડોસો ચંચળ અવાજે બોલ્યો: 'પછી? આજે ઓચિંતો ક્યાંથી આવ્યો, કંઈ જોઇએ છે શું? પરદેશ કહેવાય, જરા સારી રીતે રહેવું.

પૈસાની કંજુસાઈ કરતો નહિ, આ બુઢ્ઢાના ખોળિયામાં જીવ છે ત્યાં લગી આ થોડાક દિવસ તારે ચિંતા કરવાનું કંઈ કારણ નથી.'

વૃંદાવન માથું નીચું ઢાળી બોલ્યો: 'હું આવ્યો છું પ્રભાને તેડી જવા.'

વિસ્મયથી આભો બની ડોસો એના મોં સામે જોઈ બોલ્યો: 'પ્રભાવતી કોણ?'

પુંટીએ એકદમ શરમથી ઢળેલું મોં ફેરવી કહ્યું: 'ખબર નથી, દાદુ, આ વખતે આવીને એમણે મારું એ નામ પાડ્યું છે તો!'

બોલી તો નાંખ્યું, પણ પછી તે ત્યાં ઊભી રહી શકી નહિ; નાસી ગઈ.

ડોસો ઉત્સાહમાં આવી બોલ્યો: 'સરસ કર્યું ભાઈ, ગાલ ભરાઈ જાય એવું નામ પાડ્યું છે. આપણા ગામડાગામમાં છોકરીઓનાં આવાં રસકસવાળાં નામ પડે પણ ક્યાંથી, ને સાંભળવા પણ ક્યાં મળે! અરે એ પગલી! સાંભળ, સાંભળ—એમાં શરમ શાની આવે છે!'

થોડીવાર રાહ જોવા છતાં પણ પુંટીને પાછી ફરતી ન જોવાથી ડોસો ખડખડ હસીને બોલ્યો: 'છોકરી લાજમાં જ મરી જાય છે. તે હમણાં લઈ જઈને શું કરવું છે, દાદુ, પહેલાં લગન થવા દે, પછી તને ફાવે ત્યાં સાથે લઈને ફરજેને!'

વૃંદાવન ચંચળ કંઠે બોલ્યો: 'એ નહિ બને, દાદુ, હું હમણાં જ એને લઈ જવાનો છું.'

મોટેથી હસી પડી ડોસો બોલી ઊઠ્યો: 'લગન પહેલાં સાહેબ મડમ થઈ 'કોર્ટ સીપ' કરવી છેને, ભલે ભાઈ ભલે, તો લઈ જા.'

વૃંદાવનનાં આંખ મોં પર લોહી દોડી આવ્યું. એકદમ તે ભાવ

હવાવી દઈને બોલ્યો: 'એટલા માટે નહિ, એને નિશાળમાં મોકલવી છે.'

ડોસો આભો બની ગયો, બોલ્યો: 'નિશાળમાં જઈને એ શું કરશે?'

વૃંદાવન બોલ્યો: 'કેમ, બીજી છોકરીઓ જે કરે છે એવું તે કરશે. ભણવા ગણવાનું શીખશે, પિયાનો વગાડશે, ગાયન — સીવવા ભરવાનું કામ —'

વચમાં જ ડોસો મોટેથી હસી પડીને બોલ્યો: 'ત્યારે એમ કહેને, કે પૂરેપૂરી મડમ બનાવવી છે.'

વૃંદાવન દૃઢ સ્વરે બોલ્યો: 'હું એને લઈ જવાનો જ છું, દાદુ. તમારી મશ્કરીઓથી બીને હું મારું ભવિષ્ય માટીમાં નહિ મેળવું.'

એકદમ ગંભીર બની જઈ ડોસો બોલ્યો: 'એ નહિ બને, વૃંદાવન!'

હઠ કરી વૃંદાવન બોલ્યો: 'કેમ નહિ બને, દાદુ?'

માથું ધુણાવી ચમકતી આંખ ઊંચી કરી ડોસાએ ગંભીર કંઠે કહ્યું: 'મારી મનાઈનો ભંગ કરવામાં શું ભારે બહાદુરી દેખાશે, વૃંદાવન?'

ઉદાસ ભાવે વૃંદાવન બોલ્યો: 'પણ તમે અયોગ્ય રીતે મનાઈ કરો છો, દાદુ!'

ડોસો રૂક્ષ સ્વરે બોલ્યો: 'બાપ દાદાએ — ચૌદ પેઢીમાં કોઈએ જે નથી કર્યું એ આજે તારે કરવું છે, — મને વગર મોતે મારવો છે?'

વૃંદાવન ઉત્તેજિત કંઠે બોલી ઊઠ્યો: 'બાપદાદા જો જનાવર હોત, ને બકરા ઘેટાંની પેઠે ચાર પગે ચાલતા હોત તો આપણે પણ શું એવું જ કરવું પડત!'

ડોસાએ તીણુ સ્વરે બૂમ પાડી: 'વૃંદાવન?'

વૃંદાવન બોલ્યો: 'પોતે જ જાણી બૂઝીને એવું કરવા જાઓ, પછી એમાં બીજાનો વાંક શો?'

ડોસો ગંભીર કંઠે બોલ્યો: 'હું નથી મોકલવાનો વૃંદાવન! હું બેઠો છું ત્યાં લગી આ બધું જે છે—'

વૃંદાવન ક્રોધે ભરાઈને બોલ્યો: 'હું લઈ જવાનો જ છું, દાદુ! નહિ મોકલો તો એવી જંગલી છોકરીને હું નથી પરણવાનો.'

એકદમ ત્યાંથી જતા રહેવાનું કરતાં ડોસાએ કહ્યું: 'તને ફાવે તે તું કરી શકે છે, વિન્દા, હું કંઈ બોલવાનો નથી. પરંતુ ભવિષ્યમાં મારી આશા હવે તું રાખીશ નહિ. મારી જે કંઈ માલ મિલકત છે તે બધી વેચી ગાછી હું હવે વૃંદાવન જતો રહીશ.'

ઉશ્કેરાઈને વૃંદાવન બોલ્યો: 'ભલે જાઓ, તમારી જણસ ભાવ—મારે એ નહિ જોઈએ.'

રૂમાલ ખેંચી લઇ ખભા પર નાખી ધબધબ કરી વૃદ્ધ ચાલી નીકળ્યો. નીકળતાં નીકળતાં બોલ્યો: 'જાણું છું. પારકાં કદી પોતાનાં થયાં નથી. પારકાંને ભેગાં કરી, પોતીકાં કરી ઉછેરી મોટાં કર્યાં તે આમ ગળે ફાંસો ખાવા! જાઉં, હવે કોઈ ઘરાક મળી આવે તો!'

ડોસો ચાલી ગયો.

વૃંદાવન થોડી વાર શૂનમૂન થઈ બેસી રહ્યો! પુંટી બારણાની આડમાંથી ધીરે ધીરે બહાર આવી બોલી: 'દાદુને શું કરવા આમ ગુસ્સે કર્યા, હેં?'

એ પ્રશ્નનો કંઈ જવાબ દીધા વગર, વૃંદાવને ગંભીર સ્વરે સામો પ્રશ્ન કર્યો: 'તું મારી સાથે આવીશ કે નહિ?'

પુંટી નીચું મોં કરી, પગના અંગૂઠા વડે ભોંય ખણુવા લાગી. તે મોંએ કંઈ જવાબ દઈ શકી નહિ.

વૃંદાવન ગુસ્સે ભરાઈને બોલ્યો: 'શું, આવીશ કે નહિ?'

થોડીવાર ચૂપ રહી પુંટી એકદમ મોં ઊંચું કરી કંઈ બોલવા ગઈ, પરંતુ જરા હોઠ ફફડ્યા એટલું જ. એના મુખમાંથી કંઈ શબ્દો નીકળ્યા જ નહિ.

હતાશ ભાવે જમીન પર હાથ પછાડી વૃંદાવન બોલ્યો: 'તો નહિ આવે, એમ ને?'

ચંચળ ભાવે હાથનો નખ ખણુતાં ખણુતાં પુંટી બોલી: 'દાદુ ના કહે તો —'

છલંગ મારી ઊઠી ઊભો થઈ વૃંદાવન બોલ્યો: 'ભલે, તો પત્યું. આજથી મારી સાથેનો તારો બધો સંબંધ ખલાસ થયો જાણજે.'

બોલી રહ્યો કે તરત જ અભરાઈએથી જામો ખેંચી બગલમાં મારી, જોડા ગમે તેમ પગમાં ચડાવી દઈ ત્વરિત ગતિએ એ ત્યાંથી ચાલી ગયો. થોડી વાર જડ જેમ થંભીને ઊભી રહી પુંટી બંને હાથે મોં ઢાંકી ઊમરામાં બેભાન જેવી બનીને બેસી પડી.

બરાબર એ જ વખતે, એક મોટી માછલી હાથમાં લઈ વૃદ્ધ હરદયાળ આવી પહોંચ્યા અને બારણામાં પગ દેતાં જ તેમણે મોટેથી બૂમ મારી: 'જો તો દાદુ, માછલી કેવી લાવ્યો છું! બેટા પરાણિયાએ અઢી રૂપિયાથી એક પાઈ ઓછી ન લીધી, સાળાઓને—હશે, પણ માછલી વગર કંઈ ભાત મોંમાં યે પેસે?'

ગભરાઈને આંખનાં આંસુ લૂછી ઊભી થવાનું કરતાં કરતાં પુંટી બોલી: 'એ તો જતા રહ્યા, દાદુ.'

નિઃશ્વાસ નાખી ડોસો હાથમાંની માછલી ઊમરામાં ફેંકી દઈ ધબાક કરતાં ઊમરાની એક બાજુએ બેસી પડ્યો.

પછી એક ચલમ ભરતો ભરતો બોલ્યોઃ 'ગયો તો આપણે પણ વૃંદાવન જઈએ, કેમ પુંટી, આવીશ ને?'

પુંટી કંઈ બોલી નહિ, માથું નીચું ઢાળી રડવા લાગી.

વંટોળિયાની પેઠે થાકમણિ ત્યાં દોડી આવી બોલીઃ 'વૃંદાવન આવ્યો છે કલકત્તાથી! તો ત્યારનું મને કહ્યું કેમ નહિ, પુંટી! ક્યાં છે એ?'

ડોસો આંગળી ઊંચી કરી બોલ્યોઃ 'મારા ઘરમાં હવે એનું નામ કોઈ લેશો નહિ, મા, એને ને મારે હવે કંઈ જ સંબંધ સગપણ નથી!'

ચમકીને થાકમણિ બોલીઃ 'વળી શું થયું?'

ડોસો ઉદાસ ભાવે બોલ્યોઃ 'નવું શું થવાનું હતું! પારકાં કદી પોતાનાં થયાં છે તે! ઘરબાર સંકેલી લો, હવે વૃંદાવન જવાનું છે.'

તીવ્ર નયને પુત્રીની ભણી જોઈ થાકમણિ પ્રૌઢ કર્કશ સ્વરે બોલીઃ 'કજિયો કર્યો લાગે છે.'

ડોસો રડી પડી બોલ્યોઃ 'મેંજ કાઢી મૂક્યો છે. જો કંઈ કહેવું હોય તો મને સંભળાવજો, પુંટીનો દોષ નથી.'

થાકમણિ મનનો ગુસ્સો દાબી બોલ્યોઃ 'સાઠી વૃદ્ધિ નાઠી લાગે છે!'

ડોસો હાથમાંનો કાગળ એની સામે છૂટો ફેંકી બોલ્યોઃ 'હા, નાઠી છે. ન ખમાતું હોય તો જતાં રહો, મારે કોઈની જરૂર નથી.'

ગુસ્સાથી ભડભડ થતી થાકમણિ બોલીઃ 'જતી જ રહીશ તો.

જિંદગી બધી ગાળો ખાઈને તમારી પાસે રહેવામાં લાભ તો બહુ સારો મળ્યો! ચાલ પુંટી.'

પુંટીને ઊઠવું ગમ્યું નહિ. જોર કરી એનો હાથ પકડી એને ખેંચતી ખેંચતી એની મા બોલીઃ 'મરવા અહીં રહીને હવે તું શું કરવાની છે, ચાલ!'

ડોસો કેટલી વાર ફાટી આંખે તેમની પાછળ રસ્તા ભણી જોઈ રહ્યો એની એને યે ખબર રહી નહિ. થોડી વાર પછી ચમકી પડી, તે નિઃશ્વાસ નાખી બોલ્યોઃ 'હાય વૃંદાવનચંદ્ર! તને ભૂલ્યો એટલે આજે મારી આ દશા છે!'

: ૧૮ :

ઘોર વિપત્તિના મુખમાં માણસ કદી પણ એકલો છાતી કાઢી ઊભો રહી શકતો નથી. કોઈ સોબતી મેળવી દુઃખનો અડધો ભાગ વહેંચી નાખવાનું તેને મન થાય છે. સહાનુભૂતિને માટે તેના પ્રાણ તરફડાટ કરવા માંડે છે. તેથી નિકટના સ્નેહીના સ્નેહ–કોમળ બાહુ બંધનમાં તે હૃદયના ઊના ઉચ્છ્વાસ ઠાળી દેવા ચાહે છે. બદલામાં અનંત શાંતિસુધા પામવાની એને આશા હોય છે. પરંતુ એ નિકટનું સ્વજન જ જો મોં ફેરવી બેસે, તો પછી એને કશાનું ભાન રહેતું નથી. પછી એ કોઈ સ્નેહ–કરુણ આશ્રયની ખોળમાં પોતાનું પારકું જોતો નથી, શત્રુ કે મિત્ર સમજતો નથી.

આપણા વૃંદાવનનીયે એવી દશા થઈ હૃદયના ભયંકર આવેગનો માર્ગ બદલવા એ આવ્યો, ત્યારે નહિ ધારેલો એવો એક પ્રબળ આઘાત એને ખમવો પડયો. જેને ખૂબ સહજ ભાવે ઘડી, અનુકૂળ કરી લેવાનું તેણે ધાર્યું હતું તે તો રહી દૂર—દૂર, અતિ દૂર; વધારામાં હૃદયમાં એવો ઘા થયો કે બાણથી ઘવાયેલા પંખીની પેઠે એ આશ્રય શોધવા દોડયો. તેના માનસચક્ષુ આગળ તે વખતે માત્ર એક જ સ્નિગ્ધ પ્રકાશ હતો, સ્નેહના આશ્રય રૂપે નવું પરિચિત પાલિત કુટુંબ

જ તેને દેખાયું. ચાંદો મેળવવામાં નિષ્ફળ જતાં તે આગિયાના પ્રકાશને વળગવા દોડયો.

ઘેલાની પેઠે તે જ્યારે મિ. પાલિતને ઘેર આવી ઊભો ત્યારે બપોર થયા હતા. ફરવા જવાનાં કપડાં પહેરી સૌ હમણાં જ ઘરની બહાર આવી ઊભાં હતાં. નિર્મળા એની સખીની બાજુમાં જ હતી.

વૃંદાવનને આવા રૂપમાં આવેલો જોઈ સૌ જિજ્ઞાસુ આંખે તેને જોઈ રહ્યાં. છેવટે બટકબોલી નિર્મળા શાન્તિનો ભંગ કરી બોલી: 'આ શું! વૃદાવનબાબુ? આમ શિકારી કાગડાની પેઠે ક્યાંથી આવી ચડયા?'

ખેદયુક્ત વદને વૃંદાવને ટૂંકમાં જવાબ દીધો: 'દેશથી.'

મિ. પાલિત નવાઈ પામી બોલ્યા: 'શું કહો છો! એટલામાં દેશ ગયા'તા ક્યારે!'

મલીન હાસ્ય કરી વૃંદાવન બોલ્યો: 'આજે જ ગયો હતો.'

ચિંતાતુર ભાવે અમલા બોલી: 'ખાધું કર્યું છે ખરું?'

વૃંદાવન જાણી જોઈને બંધનમાં બંધાવા આવ્યો હતો, એટલે જૂઠું બોલી શકયો નહિ. બીજી બાજુ મોં ફેરવી તે બોલ્યો: 'એક રીતે ખાધું છે કહેવાય.'

અમલા બોલી: 'હં, એ તો સમજી! ચાલો ઘરમાં. આવો મૂરખ છોકરો કોઈ ન જોયો!'

વૃંદાવન મ્લાન હાસ્ય કરીને બોલ્યો: 'પછી ખાઇશ.'

પછી મિ. પાલિતની તરફ જોઈ એ બોલ્યો: 'આપની સાથે થોડીક વાત કરવી હતી, વખત છે આપને?'

મિ. પાલિત પ્રફુલ્લ મુખે બોલ્યો: 'વાહ! વખત કેમ નથી, ચાલોને—પરસાળમાં જ બેસીએ.'

અમલા ચીડાઈને બોલીઃ 'ના, ના, હમણાં વાત બાત કંઈ નહિ. પહેલાં મારી સાથે ચાલો, કંઇ પેટમાં નાખો પછી વાત.'

વૃંદાવન બોલ્યોઃ 'પણ વાત બહુ જરૂરી –'

એને બોલતો અટકાવી અમલા બોલીઃ 'છો રહી જરૂરી. થોડું પેટમાં નાખ્યા પહેલાં હું વાત કરવા દેવાની નથી.'

આભાનો હાથ દબાવી નિર્મળાએ એના કાનમાં કહ્યુંઃ 'સખી, તારો 'વર' આવ્યો ખરો!'

માથું ધુણાવી આભા બોલીઃ 'ઊંહ! બહુ બોલકી છે, જા, તારી સાથે નહિ બોલું.'

નિર્મળા હસીને બોલીઃ 'તે શું કરવા બોલે? હવે શી જરૂર છે?'

આભા નિર્મળાનો હાથ દાબી એક છાનો ઈશારો કરી બોલીઃ 'હવે બોલીશ?'

નિર્મળા બોલીઃ 'કેમ નહિ બોલું? અત્યાર લગી તો ધીમું બોલતી હતી, હવે બૂમો પાડીશ.'

કોઈ રીતે આ વાચાળ છોકરીને પહોંચી ન શકવાથી આભા ત્વરિત ગતિએ આગળ નીકળી ગઈ.

બહારના ઓરડામાં વૃંદાવનને બેસાડી અમલા ઝડપથી ઘરમાં ગઇ અને બીજી જ ક્ષણે એક રકાબીમાં પૂરી, મેવો મીઠાઇ વગેરે ભરીને લઇ આવી બોલીઃ 'આજે મેંદો જરા વધારે બંધાઇ ગયો હતો. મને થયું, આટલું કોણ ખાશે? એમની તો વાત તમને ખબર છે! એક કલાક પછી ખાવાનું એમને મન વાશી થઇ જાય છે, એટલે ફેંકી દેવું પડત.'

વૃંદાવન હસીને બોલ્યોઃ 'તો હું યે એવું એક જાનવર છું. મને ખવડાવવું અને ફેંકી દેવું, બેય સરખાં.'

અમલા ગાઢ સ્વરે બોલી: 'છિઃ એવું બોલાતું હશે. અમે તારા પર કેટલું વહાલ રાખીએ છીએ, એ ભૂલી ગયો, ભાઈ!'

એમની આ વાતચીત અટકાવી પાલિત બોલ્યાઃ 'હં, શી વાત કરવાનું કહેતો હતો, વૃંદાવન?'

શુષ્ક હાસ્ય કરી વૃંદાવન બોલ્યો: 'આજે હું એકલો, નિરાધાર છું.'

સ્નેહ ભરપૂર કંઠે અમલા બોલી: 'અમને તું પર માનીશ નહિ, વૃંદાવન!'

સાથે સાથે મિ. પાલિત બોલી ઊઠયા: 'આપણે માત્ર બે હાથ ને બે પગ લઈને જ આ પૃથ્વી પર ઊતરી આવ્યાં છીએ, વૃંદાવન! અને જતી વખતે એથી વધારે કંઈ લઈ જવાનાં પણ નથી. એટલે જ્યાં સુધી એ બે તારી પાસે સાજાંસમાં છે ત્યાં લગી— ભાઈ, હું કહું છું, નિરાશ થવાની જરૂર નથી. આખી દુનિયામાંથી તું ખાલી હાથે પાછો આવે, તો પણ એટલું યાદ રાખજે કે આ ઘરનાં બારણાં તારે માટે કદીયે બંધ નહિ હોય.'

વૃંદાવન ચંચળ બની બોલ્યો: 'ધન્યવાદ! પરંતુ મારી આશા એ કરતાં ઘણી વધારે છે.'

વચમાં જ અમલા બોલી: 'કશું યે નહિ. તને ન આપી શકીએ એવું અમારી પાસે કંઈ યે નથી.'

એકદમ ઉત્સાહમાં આવી જઈ વૃંદાવન બોલ્યો: 'ખરેખર, કંઈ જ નથી? તો આપી શકશો એમ? હું કહું કે મારે આભા જોઈએ છે તો? આપી શકશો? અવશ્ય, પોષણની તાકાત ન આવે ત્યાં લગી નથી માગવાનો કેમ, એટલા દિવસ રાહ જોઈ શકશો ને?'

અમલા ત્રાંસી નજરે પતિની સામે જોઈ બોલી: 'એ બીજા

કોની છે, ભાઈ! એ તો તારી જ છે તો. તારી ચીજ તું લે, એમાં કોને વાંધો હોય!'

વૃંદાવન ચંચળ નયને મિ. પાલિતની તરફ જોઈ બોલ્યોઃ 'આપનો પણ શું આ મત છે?'

ગંભીર ભાવે માથું ધુણાવી મિ. પાલિત બોલ્યાઃ 'ના.'

એકદમ વજ્રથી ઘાયલ થયાં હોય તેમ સ્તબ્ધ બની જઈ સૌ મિ. પાલિતની સામે જોઈ રહ્યાં. જેમ તેમ કરી ઊઠી ઊભો થઈ વૃંદાવન બોલ્યોઃ 'તો જાઉં છું, નમસ્કાર!'

એને રોકી મિ. પાલિત સહજ શાંત ભાવે બોલ્યાઃ 'ઊભા રહો.'

હતાશાનો નિઃશ્વાસ નાખી વૃંદાવન સામેની એક ખાલી ખુરશીમાં બેસી પડ્યો. તેણે ગંભીર બની પૂછ્યુંઃ 'કેમ?'

મિ. પાલિત હસીને બોલ્યાઃ 'તું જાણે છે કે મારી ઘણાં વરસની ઈચ્છા જમાઈને વિલાયત મોકલવાની છે!'

વૃંદાવન ફરીને ઊઠીને ઊભો થયો, બોલ્યોઃ 'અહીં તે અશક્ય લાગે —'

વચમાં જ મિ. પાલિત બોલ્યાઃ 'બિલકુલ અશક્ય નથી. તું જો મારી સૂચના પ્રમાણે ચાલે, તો બધું બને.'

વૃંદાવન ઉત્સુક બની બોલ્યોઃ 'શી સૂચના છે?'

મિ. પાલિત બોલ્યાઃ 'વધારે કંઈ જ નથી. હમણાં તું મારે ખરચે વિલાયત જા. પછી, કમાય ત્યારે પૈસા પાછા વાળી આપજે.'

ઉત્સાહ ભરી આંખે જોઈ અમલા સ્નેહકરૂણ સ્વરે બોલીઃ 'આમાં ભારે શું છે, ભાઈ!'

આભાની આતુર દૃષ્ટિ જાણે આના જવાબની અપેક્ષા કરી રહી હતી. હાસ્યમયી નિર્મળા પણ ઉત્સુક બની ગઈ હતી.

વૃંદાવન સ્થિર અકંપિત સ્વરે બોલ્યોઃ 'અશક્ય !'

અમલા ગભરાઈને બોલીઃ 'ના, ના, જવાબ જરા વિચાર કરીને આપજે, ભાઈ! કાલે, પરમ દહાડે, ચાર દહાડે —'

મેઘગંભીર કંઠે વૃંદાવન બોલ્યોઃ 'ખાલી આગ્રહ મા —'

તેને બોલતો અટકાવી અમલા બોલીઃ 'કંઈ નહિ, કંઈ નહિ, તોયે વિચાર કરી —'

વચમાં આભાએ ઉત્તેજિત કંઠે બૂમ મારીઃ 'મા?'

ઉત્તેજનાથી તેનો કંઠ રૂંધાઈ ગયો. માત્ર પ્રખર દૃષ્ટિએ તે માની સામે જોઈ રહી.

માત્ર એક વાર આભાની સામે જોઈ વૃંદાવન ઝડપથી ત્યાંથી જતો રહ્યો.

અમલા નિરાશ અને વ્યથાભર્યા કંઠે બોલીઃ 'આ શું કર્યું તેં, આભા?'

આભા સતેજ સ્વરે બોલી ઊઠીઃ 'ખોટું કંઈ જ કર્યું નથી, મા! માણસોની વિવેકબુદ્ધિ ઉપર હાથ નાખવાનું કરવું એ માત્ર અનધિકાર ચર્ચા છે એટલું જ નહિ, પણ એને માટે વિશ્વનિયંતાની પાસે પણ જવાબ દેવો પડશે.'

અમલા ભયભીત નજરે પુત્રીની સામે જોઈ બોલીઃ 'પરંતુ, તારું —'

તીવ્ર ઉલ્કાપાતની પેઠે આભાની આંખો જાણે સળગી ઊઠી. તે રૂંધાયેલા કંઠે બોલીઃ 'મારે વાસ્તે કોઈની ખેંચાખેંચ કરશો નહિ, ના, — મારાથી એ નથી ખમાતું. પરણવું એ જ જીવનનો મુખ્ય ઉદ્દેશ નથી. ઊલટું, એ એક દ્વાર બંધ થતાં વિશ્વનું દ્વાર મારી આગળ ઊઘડી ગયું છે. જીવનવ્યાપી સાધના સાથે હવે હું

આખી દુનિયાની સામે જઈને ઊભી રહી શકીશ. પુરુષના અંતઃપુરની વેચાણુ દાસી થઈને રહેવા કરતાં આ ઘણું જ સારૂં છે.'

બોલવું પૂરું થતાં જ, તે વંટોળિયાની પેઠે ત્યાંથી જતી રહી. બારણાના રખવાળ કાકા કૌવા પંખીએ ચિત્કાર કરી સૌને કહી દીધું કે એની માલીક આજે એને સ્નેહાદર કર્યા વગર જ જતી રહી છે.

ભયભીત કંઠે અમલા બોલી: 'ઓહ! હવે શું થશે, નિર્મળા! તું જાણે તો છે, છોકરી ખૂબ જ હઠીલી છે. જે પકડે છે તેને જીવ જાય તોયે છોડતી નથી.'

ઊંડી ચિંતાના વાદળને બળપૂર્વક વિખેરી નાખવાનું કરતી નિર્મળા બોલી:' મારાથી થશે, એટલું માસીબા, કરી છૂટીશ, પછી —'

એનું વાક્ય પુરું કરવા જ જાણે બોલતા હોય તેમ મિ. પાલિત શાંત સ્વરે બોલી ઊઠ્યા: 'વિશ્વનિયંતાના લેખ ઉપર કોઈ મેખ મારી શકવાનું નથી, મા, એ જે કરશે તે જ થશે.'

: ૧૯ :

વૃદ્ધ હરદયાળ એક જ ભાવથી જડ જેવા બનીને બેઠા હતા. ઊમરામાં માછલી, રૂમાલમાં અનાજ, જ્યાં જે હતું તે ત્યાં જ પડી રહ્યું. કોઈએ જોયું નહિ, કોઈએ લીધું નહિ. એક બિલાડી ચૂપચૂપ આવી માછલીને પકડી ખેંચાખેંચ કરવા લાગી, પણ એવડી મોટી માછલીને એ કબજે ન કરી શકવાથી શાંતિથી તપસ્વીની પેઠે આસન માંડી બેસી ગઈ. એક કાગડો છાપરા પર બેસીને ડોક વાંકી કરી જોતો હતો. હવે હિંમત કરી એ ઊતરી પડ્યો. ઇચ્છા તો માછલીને એક બે ચાંચો મારી લેવાની હતી. પરંતુ પેલા ધ્યાનમગ્ન તપસ્વીથી એ ધૃષ્ટતા સહન થાય એવી નહોતી. એ એનો સામનો કરવા સાવધ બની ટટાર થઈ. એટલે વધારે પડતી હિંમત કરવી એ છેક મૂર્ખાઈ ભરેલું છે એમ સમજી બુદ્ધિશાળી કાક મહાશય નાસી ગયા.

ધીમે ધીમે સૂર્યનો તડકો ચડતો જતો હતો. તોયે ડોસો જડવત્ હતો. ગોબર ગોવાળ દૂધ દેવા આવ્યો ત્યારે ગાળ ખાધી, ગણેશ ભોઈ ઓછીના લીધેલા રૂપિયાનું વ્યાજ દેવા આવ્યો, તે બૂમો પાડી થાક્યો પણ જવાબ જ ન મળ્યો; રામુ વાઘરીનો છોકરો

સીતાફળ દેવા આવ્યો તે માર ખાઈ રડતો રડતો પાછો ગયો. આખી ફળીમાં તે દિવસે સૌને, થોડું ઘણું ડોસાના દિલના તોફાનનો ભોગ થવું પડ્યું.

સમાચાર થાકમણિના કાને પહોંચતાં વાર ન લાગી.

સાંજ થવાને થોડી વાર હતી. થાકમણિ આવીને ઘર વ્યવસ્થિત કરવા લાગી. પરસાળમાં વાળી ઝૂડીને દુકાન ગોઠવી દીધી. પછી છરી લઈ માછલી સમારવા બેઠી.

ડોસો ઉત્તેજિત ભાવે ઊઠીને બેઠો થઈ બોલ્યો: 'ઘણું થયું, મા, રહેવા દો, ફેંકી દો એ માછલી.'

માથું ધાલી થાકમણિ માછલી સમારતી જ રહી. ડોસો એકદમ પોતાના ગાલ પર ને મોં પર થપાટો લગાવતો બોલી ઊઠ્યો: 'કોઈ નથી, તારું કોઈ નથી. એકલો મશાણમાં બેઠો છે, — હવે શું કરવું છે જીવીને, મરી જા.'

સાથે સાથે એના ગાલ પર થઈને શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. થાકમણિ મોટેથી બોલી ઊઠી: 'ખરી સંધ્યા વેળાએ માણસ આમ રડતો હશે! શું કરો છો આ!'

ડોસો જુસ્સામાં હાથ હલાવી બોલ્યો: 'મને ફાવશે તે કરીશ, મારી મરજીની વાત છે. હું સમી સાંજે ઘરમાં મરણપોક મૂકીશ. એમાં કોઈને શું! ન ખમાતું હોય તો આવે છે શું કરવા?'

થાકમણિ આગળ કંઈ બોલી નહિ. તે બહાર જતી રહી. ડોસો ચકળ વકળ થતી આંખે એક વખત ચોતરફ જોઈ ચલમ ભરવા બેઠો.

ઓચિંતી પાછળથી મધુર કંઠે પુંટીએ બૂમ મારી: 'દાદુ!'

હૃદય તે તરફ ઢળી પડવા ગયું તો પણ ડોસાએ ગાંભીર્યની લગામ વડે એ ભાવ દબાવી દીધો.

પુંટી પાસે આવી બોલી: 'શું ખાધું, દાદુ?'

મોં બગાડી ડોસો બોલ્યો: 'ગમે તે ખાધું, તારે એ જાણીને કામ શું છે?'

પુંટી સરળ હાસ્ય કરી બોલી: 'એનો અર્થ એ કે કંઈ ખાધું નથી.'

ઉત્તેજિત કંઠે ડોસો બોલ્યો: 'કેમ જાણે, તમે નહિ હો તો લોકોને ચાલતું જ નહિ હોય.'

પુંટી બોલી: 'પરંતુ ખાધું નથી, એ તો ખરું ને!'

ડોસો દાંત દેખાડી બોલ્યો: 'તને કોણ કહે!'

પુંટી સહજ સરળ ભાવે બોલી: 'કહેવાનીયે શી જરૂર છે! તમને જોઈને જ ખબર પડી જાય છે!'

ચલમના લાંબા લાંબા દમ લેતો લેતો ડોસો બોલ્યો: 'નથી ખાધું, હવે ખાવાનું છે.'

ગભરાઈને એક બે ડગલાં આગળ વધી પુંટી બોલી: 'જાઉં, દેવતા સળગાવી આવું, મા આવીને કંઇ રાંધી આપશે.'

હુકા સાથે જ હાથ જોડી ડોસો બોલ્યો: 'તમને પગે લાગું, હવે બુઢ્ઢા પર આટલી દયા ન કરશો. મારું કામ હવે હું જાતે જ કરી લઈશ.'

એ શબ્દોને બિલકુલ ગણકાર્યા વગર પુંટી છાણાં લઈ રસોડા તરફ ચાલી. હુકો ફેંકી દઈ ડોસો ઝડપથી આગળ ધસ્યો, અને પુંટીને ધક્કો મારી પોતે જ ચૂલો ચેતવવા બેસી ગયો.

પુંટી મોં બગાડી બોલી: 'ભલે, તો આવડે તો કરોને. હાથે દાઝ્યા છો, તો પછી તમારી વાત છે.'

ડોસાએ જવાબ દીધો નહિ. તે દીવાસળી લઈ દેવતા સળગાવવા બેઠો.

એક તો ભીનાં લાકડાં, તેમાં પાછી અનાવકત — એટલે દેવતા સળગ્યો જ નહિ. પુંટી હસીને બોલી : 'સરસ આવડે છે. આખો દિવસ મથીને યે જો ચૂલો ચેતાવી શકો તો મારું નામ પુંટી નહિ !'

કંઈ પણ બોલ્યા વગર ડોસો પહેલાંની પેઠે જ લાકડાં સળગાવવા મથવા લાગ્યો, એવામાં થાકમણિએ આંગણામાં આવી બૂમ મારી: 'રોજ રોજ કેવી એદી થતી જાય છે તું, પુંટી ! ચૂલો સળગાવવો છે એમાં યે તને શરીર વીંછી ચડતા'તા, કેમ ? તારું થશે શું ?'

પુંટી હસીને બોલી : 'વાહ રે ! હું તો સળગાવવા જતી' તી, પણ એમણે જવા ન દીધી. મને ધક્કો મારી જાતે સળગાવવા બેસી ગયા !'

થાકમણિ ગુસ્સાથી રાતી પીળી થઈ બોલી : 'તે શું કરે ? તું ઓછી એદી મૂઈ છે તે ? સળગાવવા જતાં હાથ પગ સળગાવી બેસે — ભોગવવું તો પછી એમને જ પડે ને, એટલે તને શેના ચૂલામાં પેસવા દે ? જરા ખસો તો, આ કંઈ તમારું કામ થોડું છે !'

ચપળતા પૂર્વક ઊભો થઈ જઈ ડોસો બોલ્યો : 'ના, આજે શરીર સારું નથી. ચણા મમરા ખાઈને ચલાવી લઈશ. નકામાં લાકડાં બાળીને કામ શું છે ?'

પુંટી બોલી : 'વાહ વાહ ! ત્યારે અમે શું ખાઈશું ?'

ડોસો બંને હાથના અંગૂઠા હલાવી બોલ્યો : 'ટીકો !'

એટલામાં થાકમણિએ દેવતા સળગાવી દીધો. એ જોઈ ડોસો ઝડપથી કોઠીમાંથી ખોબો ભરી ચોખા લઈ આવ્યો, અને એક લોટો પાણી ભરી તપેલીમાં સરર કરતું રેડી દીધું.

પુંટી બોલી : 'ઓ મા ! આવી રીતે ચોખા ધોવાતા હશે ! ખસો બાજુએ !'

પરંતુ ડોસાએ ખસવાનાં કંઈ ચિહ્ન દેખાડયાં નહિ. હાથ વડે અંદરથી ચોખા હલાવી દઈ એકદમ તપેલી નમતી પકડી. ઉતાવળથી

પાણી કાઢવા જતાં, ઘણા ચોખા જમીન પર વહી ગયા. આડી નજરે એક વાર પુંટીની સામે જોઈ લઈ, ડોસો એ એકદમ વીણવા લાગી ગયો.

પુંટી બોલી : ' પોતાને આવડે પણ નહિ, બીજાને કરવા દેવું પણ નહિ, ખરું ભાઈ!'

રસોડાની અંદરથી થાકમણિ બોલી : ' તું જ લઈ લેને, શાસ્ત્રીની પેઠે બડબડ કરે છે તે!'

પુંટી પાસે આવીને બોલી : ' ના, એ આપવાના પણ નહિ, અને આમ છોકરાંની પેઠે રમત કર્યા કરવાના.'

રસોડામાંથી બહાર આવી થાકમણિ એને ધમકાવતી બોલી : ' સામે ઊભી રહીને નહિ આપે નહિ આપે કરવાથી શું વળવાનું છે? લઈ લેને હાથમાંથી.'

ડોસો તે વખતે પણ તપેલીમાં હાથ ફેરવ્યા જ કરતો હતો! પુંટી હસીને બોલી : ' પહેલું આ શું થાય છે એ જો, ને પછી કહે. આમ અમથો અમથો હાથ ફેરવવાથી ચોખા ધોવાઈ જતા હશે!'

આમ બોલી તે મોઢે છેડો દાબી હસવા લાગી.

થાકમણિ એને ધમકાવતી બોલી : ' લે લે, જરા શરમ રાખ. એમણે કદી કર્યું છે તે આજે આવડે? આવું બધું બૈરાંનું કામ કંઈ તમને શોભે, આપી દો. છોડી દો!'

ડોસો ગંભીર સ્વરે બોલ્યો : ' છોડી દઉં તો કેમ ચાલશે? હવે મારે જ કર્યાં વગર કંઈ છૂટકો છે?'

થાકમણિ બોલી : ' બે બે જણીઓ જીવતી બેઠી છે, ને તમારે શા દુઃખે રાંધવા બેસવું પડે?'

ડોસો ગરમ થઈ જઈ બોલ્યો : ' મારી મરજી. તમે લોકો જનમારો રાંધી દેવાનાં છો—એટલે તમે શું સમજો છો?'

થાકમણિને આનો કંઈ જવાબ દેવો જ ઠીક ન લાગ્યો. તે ન બોલી. પણ પુંટી ન સમજી. તે હસતી હસતી બોલી: 'તમે તો રાંધો, પણ એ ખાય કોણ?'

ડોસો લાલચોળ આંખો તેની સામે ફેરવીને બોલ્યો: 'હું આપું તો ને?'

પુંટી બોલી: 'નહિ આપો તો ક્યાં જશો? પણ વાત એમ છે કે તમારું રાંધેલું મોંમાં યે નહિ પેસે. શિયાળ ખાય કે કૂતરું ખાય તો યે એને ઊલટી થઈ જાય — હોવે!'

ઘાંટો પાડી થાકમણિ બોલી: 'પુંટી? — માર ખાઈને મરવું છે, અભાગણી!'

એકદમ ફરીને ઊભો રહી ડોસો બોલ્યો: 'આવ્યાં પાછાં ભાપણું કરવા! મારામારી કરવી હોય તો જાઓ, મારા ઘરની બહાર જઈને કરો. મારાથી એ પોલીસ થાણાની પંચાત સહન નહિ થાય.'

રીસમાં હોઠ ફુલાવી પુંટી બોલી: 'ઘડીએ ઘડીએ જા, જા શું કરવા કરો છો—જાઉં છું — એમાં વળી શું ભારે છે? જેના ઘરમાં ખાવા ભાત નથી, એના પુકૂરમાં ઠંડું પાણી તો છે!'

થાકમણિએ તપી જઈને બૂમ મારી: 'પુંટી!'

દોડતી ઘરમાંથી ભાગી જઇ પુંટી બોલી: 'હવે ગુસ્સે થવાની જરૂર નહિ પડે, મા. તમારી સૌની વળગણ બલા હવે ટળી!'

ડોસો ધ્રૂજતે કંઠે બોલ્યો: 'પાછી આવ, પુંટી, પાછી આવ.'

પુંટી પાછી ફરી ઊભી રહી બોલી: 'હવે શું કામ છે, દાદુ, હાથે પગે છૂટા થઇ જાઓ. વૃંદાવનનાં દર્શનમાં હવે તમને કોઇ આડું નહિ આવે.'

ડોસો ગુસ્સે થઇ બોલ્યો: 'બધાંએ નિમકહરામ પાક્યાં! એમને

માટે હું બધું ખોઇ બેઠો, પણ એમને કશી પડી નથી. એવું થઇ જાય છે — કે આમ કરીને ગળું પીસી — '

આમ બોલતાં બોલતાં ડોસાએ બેય હાથે પોતાનું જ ગળું જોરથી પકડ્યું. પુંટીએ દોડી આવી એને રોકયો.

ડોસો બોલવા લાગ્યો: ' મારું બધું જે લેવું હોય તે લઇ લે, પણ મને તમે બધાં જવા દો. '

ડોસાના પગમાં માથું પછાડતી પછાડતી પુંટી બોલી: ' એ કરતાં તો મને બલાને વળગણને ફેંકી દો, ને હાથે પગે છૂટા થાઓ, દાદુ! હું જ જાઉં છું! '

પુંટીનું આંસુભર્યું મોં લાડથી પોતાની છાતી સરસું ખેંચી લઇ ડોસો બોલ્યો: ' ખાલી ગુસ્સે શું કરવા થાય છે, પુંટી! મારું બીજું કોણ રહ્યું છે! કહે તમારા પર જરી રીસ નહિ કરું તો કોની ઉપર કરીશ?'

પુંટીએ મોં ઊંચું કરી કહ્યું: ' મારું યે તો બીજું કોણ છે, દાદુ? તમારી જ ખાતર તો મેં બધાંયને જવા દીધાં છે. '

રીસ પછીનું મિલન, મિલન પછીનો આનંદ, તિરસ્કાર પછીની વિરલ સ્નેહધારા — આ જ નિયમથી આ મર્ત્ય જગત ઘડાયું લાગે છે. માણસના કડવા મનમાં તૃપ્તિનો એક પ્રવાહ વહેવડાવવાની ઇશ્વરની આ એક અપૂર્વ કળા છે. નહિ તો આ પૃથ્વીનું કારાગૃહ અસહ્ય બની જાય!

: ૨૦ :

એક દિવસે બપોરે ત્રણ વાગ્યાના શુમારે એક દેખાવડો યુવાન વૃંદાવનની ઓરડી આગળ આવી જોરશોરથી સાંકળ ખખડાવવા લાગ્યો. અંદરથી વૃંદાવને વારંવાર જવાબ દેવા છતાં પણ સાંકળ ખખડતી બંધ થઈ નહિ. તેથી ચીડાઈને વૃંદાવન જોરથી બારણું ઉઘાડી નાખી બહાર આવી બોલ્યો : 'બહુ અક્કલ લાગે છે! બારણું તોડી નાખ્યું!'

બીજી જ ક્ષણે કોઈ અપરિચિત વ્યક્તિને જોઈ એ શાંત સ્વરે બોલ્યો : 'આપ કોણ છો ? આમ કેમ બારણું ખખડાવતા હતા!'

યુવાન ભોંઠો પડી જઈ બોલ્યો : 'જી, માફ કરશો. એ મારી ભૂલ થઈ ગઈ છે. આપનું જ નામ વૃંદાવનબાબુ ?'

તીક્ષ્ણ દૃષ્ટિએ યુવાનને પગથી માથા સુધી નિહાળી લઈ વૃંદાવન બોલ્યો : 'આપને શું કામ છે ?'

યુવાન પ્રફુલ્લ મુખે બોલ્યો : 'જી, જરા કામ છે. આમ અહીં ઊભા ઊભા કંઈ વાત થાય, જનાબ ? ચાલો, અંદર આવો.'

વૃંદાવન કંઈ ઉત્તર આપે તે પહેલાં યુવાને તેને ધક્કો મારી ઓરડીમાં પ્રવેશ કર્યો. પછી પથારી પર લાંબો થઈને સૂઈ પડી

બોલ્યો : 'વાહ! લાગો છો તો શોખીન! બેસો, બેસો, ઊભા કેમ રહ્યા, પેલી ખુરસી રહી — ખેંચી લો, ખેંચી લો!'

પોતાના જ ઘરમાં આમ મેમાન થવાથી વૃંદાવન ખૂબ જ આશ્ચર્ય પામી ગયો. યંત્રચાલિતની પેઠે યુવાને બતાવેલી ખુરશી ખેંચી લઈ તે મૂઢની પેઠે બેસી પડયો.

યુવાન ખૂબ ઉત્સાહમાં આવી બોલ્યો : 'આજે આકાશ ખૂબ સ્વચ્છ છે. ચાલોને, થોડું બહાર ફરી આવીએ!'

વિચિત્ર માણસની વિચિત્ર રીતભાત જોઈ ઉત્તરોત્તર વધુને વધુ આશ્ચર્ય પામી વૃંદાવન બોલ્યો : 'માફ કરજો, આપની સાથે મારો આ પ્રથમ જ પરિચય — '

વચમાં જ યુવાન બોલ્યો : 'વાહ! આ પાંચ પાંચ મિનિટ તો તમારી પથારીમાં મેં સૂઈને કાઢી, તોયે કહો છો કે હું અપરિચિત છું. માફ કરજો, જનાબ, તમે બહુ ખણખોદિયા છો.'

અંતરમાં ખરેખર ખૂબ લાગી આવવા છતાં પણ એ ભાવ દબાવી દઈ વૃંદાવન બોલ્યો : 'હું પણ, જનાબ, તમારા જેવો સ્પષ્ટ બોલનારો છું. માફ કરશો, તમે બહુ અસભ્ય અને નીચ છો!'

એકદમ કૂદી પડી યુવાન વૃંદાવનના ખભા પર જોરથી એક ધબ્બો મારી બોલ્યો : 'ઝવેરી, ખરા ઝવેરી, મહાશય, તમે ખરેખરા ઝવેરી છો. દો તાળી, દોસ્ત!'

વિસ્મયથી આભો બની વૃંદાવન એના મોં સામે જોઈ રહ્યો. આ યુવાનની વર્તણૂકથી તે ખરેખર ગુસ્સે થવું કે એને મજાકમાં ઉડાવી દેવી, એની એને સમજ પડી નહિ. યુવાન એનો હાથ પકડી જોરથી હલાવતો હલાવતો બોલ્યો : 'આવો, આવો, શેકહેન્ડ તો કરીએ. લો, હવે ઝટપટ કપડાં પહેરી લો. શું પહેરશો — આ શર્ટ

કે આ કોટ? મારી પેઠે આ પંજાબી જ પહેરો તો સારું. હં, ને જોડા ક્યાં મૂક્યા છે? ચાલો, હવે મોડું ન કરશો.'

વૃંદાવન યંત્રચાલિતની પેઠે એ માણસની પાછળ પાછળ ચાલતો બોલ્યો: 'પણ આપણે ક્યાં જઈએ છીએ?'

યુવાન ઝટપટ બોલ્યો: 'હમણાં તો આ રસ્તે, પછી જે નક્કી થાય તે ખરું. ચાલો હં, ખૂબ મોડું થઈ ગયું.'

છાત્રાલયની બહાર એક સુંદર મોટર રાહ જોતી ખડી હતી. યુવાન ઉતાવળે વૃંદાવનનો હાથ પકડી તેમાં જઈ બેઠો.

પરંતુ વૃંદાવન એટલી સરળતાથી તેનું અનુસરણ કરી શક્યો નહિ. એકદમ પાછો હઠી એ બોલ્યો: 'ક્યાં જવું છે એ નહિ કહો તો હું અહીંથી એક ડગલું યે ખસવાનો નથી.'

યુવાન હસીને બોલ્યો: 'આમ આટલા ગભરાઓ છો શા સારુ! એ કહેવા વાસ્તે તો લઈ આવ્યો છું તમને. આમ જીદ ન કરો — છિ! જતા આવતા લોકો આપણને જોઈ રહે, એ કંઈ સારું દેખાય! આબરૂનો યે ખ્યાલ નથી? ચાલો.'

વૃંદાવન બોલ્યો: 'આમ ભૂતની પેઠે ક્યાં લગી ગળે વળગી રહેવું છે?'

હો હો કરી હસી પડી યુવાન બોલ્યો: 'તમારું અનુમાન કેવું વિચિત્ર છે!'

વૃંદાવન બોલ્યો: 'આ જન્મે તો મારે ગળેથી ઊતરો એમ લાગતું નથી.'

યુવાન પહેલાંની પેઠે હસતો હસતો બોલ્યો: 'ખરું કહ્યું. તમારા જેવો લાયક તો માણસ મને આજ લગી કોઈ મળ્યો નથી.'

વૃંદાવન બોલ્યો : 'કહું છું શનિ દેવ, જરા થોડી વાર રહીને વળગ્યા હોત તો ન ચાલત?'

યુવાન ગંભીર બની બોલ્યો : 'ના. છટકવા દીધા તો ફરી તમે હાથમાં સપડાતા નથી એ મને ખબર છે. કહેનારે મને ખોટું તો નથી કહ્યું — એવું જ દેખાય પણ છે.'

વૃંદાવન બોલ્યો : 'મારા પર એટલી મહેરબાની. કોણ છે એ તમને કહેનારું?'

યુવાન માથું ધુણાવી બોલ્યો : 'ઉંહ! એ નહિ કહી શકું, મારે માર ખાવો પડે.'

વૃંદાવન મજાક ભર્યા કંઠે બોલ્યો : 'ત્યારે તો તમને પણ મારે ઝૂડે એવું કોઈ છે ખરું!'

યુવાન કહે : 'છે જ તો! શેરને માથે સવા શેર આખી દુનિયામાં છે.'

વાત વાતમાં તેઓ રેસગ્રાઉન્ડ પર આવી પહોંચ્યા. યુવાન તેને થોભવાનું કહી ઝડપથી અંદર જતો રહ્યો.

લગભગ કલાકેક વીતી ગયો, તોયે અંદરથી યુવાન પાછો ન આવ્યો. તેથી 'બલા ટળી' સમજી નિરાંતનો દમ ખેંચી વૃંદાવને ચાલવા માંડયું.

એક દરવાન તેની પાસે આવી નમ્રતાપૂર્વક તેનો રસ્તો રોકી ઊભો. નવાઈ પામી વૃંદાવને પૂછ્યું : 'શું કામ છે?'

ફરી નમ્રતાપૂર્વક સલામ ભરી દરવાન બોલ્યો : 'ગોલ એન્ડ હેરિસન કંપનીના માલિકે આપને જવાની ના કહી છે, બાબુ!'

વૃંદાવન આભો બની એના મોં સામે જોઈ રહ્યો, બરાબર એ જ વખતે આપણો પેલો યુવાન હસતો હસતો તેની પાસે આવી બોલ્યો: 'મોડું થયું જોઈ જરા મુંઝાઈ ગયા હતા કેમ?'

છાયા ઢળેલું મોં ઊંચું કરી વૃંદાવને કહ્યું : 'પણ છે શું એ તો કહો. આમ કોઈને નજરકેદ રાખવાનો હેતુ શો છે ?'

યુવાન હસીને બોલ્યો : 'તમે નજરકેદી કદાપિ નથી જ, પણ સ્નેહના કેદી તો છો જ.'

ઉત્તેજિત વૃંદાવન ચીડ ભર્યા અવાજે બોલ્યો : 'પૂછું છું કે આ તે બ્રિટિશ રાજ્ય છે કે કંઈ બીજું ?'

યુવાને હસીને જવાબ દીધો : બ્રિટિશ રાજ્ય છે, એ વાતમાં બિલકુલે સંશય નથી. હવે ચાલો, સિનેમા જોવા જવાનું છે.'

અનીચ્છાએ અને ચીડમાં વૃંદાવન મોટરમાં એક બાજુએ ચૂપ થઈને બેસી રહ્યો. એ જોઈ યુવાન મંદ મંદ હસવા લાગ્યો. પરંતુ તેણે તેને વધુ ચીડવ્યો નહિ.

સિનેમા આગળ આવીને ગાડી ઊભી રહી. યુવાને ચંચળ દૃષ્ટિએ પળવાર પોતાના કાંડા ઘડિયાળ પર નજર કરી લીધી, પછી બોલ્યોઃ અડધો કલાક છે. ચાલો, જરા કંઈક પેટમાં નાખીએ.'

વૃંદાવન માથું ખંજવાળી બોલ્યો : 'પણ —'

યુવાન બોલ્યો : 'વળી પણ શું ?'

વૃંદાવન નીચું જોઈ બોલ્યો : 'હું પૈસા લાવ્યો નથી ! મારે સિનેમા નથી જોવો, હું જાઉં છું.'

યુવાન હસીને બોલ્યો : 'એમાં ગભરાઓ છો શા સારૂ ? દાન લેવું નહિ પડે, પાસ છે, અને ખાવાનું કદી કંઈ ખરચ થશે તો છૂટા પડતી વખતે હું માગી લઈશ. બસ ?'

'લા મિઝરેબલ'નું સનસનાટીથી ભરપૂર ચિત્રપટ જોવા આતુર નરનારીઓથી તે દિવસે સિનેમાની તમામ બેઠકો ભરાઈ ગઈ હતી. એક સ્પેશ્યલ બોકસને ચાવી દીધેલી હતી.

ચંચળ ઉત્સુક આંખે પળવાર લોકોની સામે જોઈ યુવાન બોલ્યોઃ

'ખૂબ ભીડ છે, અહીં ક્યાંયે બેસવાની સવડ દેખાતી નથી. તમે રહો, પેલી બોકસ ઉઘડાવીએ.'

નવાઈ પામી એના મોં સામે જોઈ વૃંદાવન બોલ્યો: 'પાસ ઉપર આટલો આગ્રહ થઈ શકે!'

યુવાન ઉદાસ ભાવે બોલ્યો: 'જોઈએ તો ખરા, થાય છે કે નહિ!'

યુવાન ચાલ્યો ગયો.

વૃંદાવન ખુલ્લી પરસાળમાં આંટા ફેરા કરવા લાગ્યો.

ખેલ પૂરો થઈ ગયા પછી વૃંદાવને યુવાનની સામે ફરી કહ્યું: 'હું તમને ઓળખી ન શકયો.'

યુવાન કૃત્રિમ વિસ્મય બતાવી બોલ્યો: 'વાહ! જરાયે નહિ!'

ગંભીર કંઠે વૃંદાવને કહ્યું: 'તમે જ વિચારી જુઓને, તમે જરાયે તમારી ઓળખાણુ પડવા દીધી છે?'

યુવાન ચીપી ચીપીને બોલ્યો: 'કેમ, હું શનિદેવ છું!'

વૃંદાવન શરમિંદા બની બોલ્યો: 'તમે મોટા માણુસ છો, તેથી મારી એ ભૂલ મનમાં ધરી નથી. આવા મોટા માણુસ છતાં —'

વચમાં જ યુવાન મોટેથી હસી પડી બોલ્યો: 'વાહવા! તમને તો બહુ સરસ ભાષણુ કરતાં આવડે છે ને શું! હું બહું મોટા માણુસ છું, કેમ? તમારા કરતાં દોઢ બે હાથ ઊંચો હોઈશ!'

હસવાનો પ્રયત્ન કરી વૃંદાવન બોલ્યો: 'એથીયે વધારે!'

ફાટી આંખે યુવાન બોલ્યો: 'શું કહો છો.! તો તો ઊંચો તાડ કહોને!'

વૃંદાવન બોલ્યો: 'તમે ભલે મજાક કરો. ગૅાલ હેરિસન કંપનીનો દરવાન જેના એક શબ્દ પર મરી પડે, સિનેમાનો મેનેજર જેના

હાથની મૂઠીમાં છે, તેને કોઈ સાધારણ માણસ કહે તેતો હું કેમ માની લઉં !'

યુવાન હસીને બોલ્યોઃ 'એ લોકો પગાર ખાય છે, એટલે કામ કરે છે.'

વૃંદાવન નવાઈ પામી બોલ્યોઃ 'શું કહો છો, એ લોકો પગાર ખાય છે?'

યુવાન બોલ્યોઃ 'ધંધો કરીએ એટલે લોકોના સંબંધમાં આવવું જ પડે. ઘોડદોડમાં, ગૉલ એન્ડ હેરિસનના નામે ટિકીટો વેચું છું, એટલે લોકો માન રાખે છે. અહીં પણ એમ જ છે.'

નવાઈ પામી એની સામે જોઈ વૃંદાવન બોલ્યોઃ 'જુગારનો ધંધો !'

યુવાન હસીને બોલ્યોઃ 'છ કરોડ રૂપિયા રોકવા પડ્યા છે, એથી ઓછા ચાલે નહિ.'

વૃંદાવન ગંભીર કંઠે બોલ્યોઃ 'મને આ બધી વાતો કહેવામાં તમે ભૂલ કરી છે.'

યુવાન હસીને બોલ્યોઃ 'પરંતુ ભાગીદારની આગળ કંઈ વાત છુપાવવી ન જોઈએ.'

આભો બની પળવાર તેના મોં સામે જોઈ રહી વૃંદાવન બોલ્યોઃ 'શું કહો છો તમે?'

યુવાન બોલ્યોઃ 'જે છે તે કહું છું, આજથી તમે અમારા ભાગીદાર છો.'

વૃંદાવને પોતાની પાછળ કે બાજુએ કોઈ બીજી વ્યક્તિ ઊભી હશે એમ ધારી જોયું, પરંતુ કોઈ દેખાયું નહિ. ત્યારે તેણે આતુરતાપૂર્વક પૂછ્યુંઃ 'કોને કહો છો, મને?'

'હા. મારા એકલાથી હવે ભાર ઉપાડાતો નથી; બધી બાજુએ નજર રાખવા જતાં, એક બાજુ નજર રહેતી નથી. એટલે તમને સાથે લીધા છે.'

વૃંદાવન બોલ્યો: 'પણ હું તો તદ્દન અપરિચિત છું. હું વિશ્વાસઘાત નહિ કરું એની કંઈ ખાતરી મળી છે?'

યુવાન આ વખતે ફરી પાછો પહેલાંના રસિકતાભર્યા સ્વરે બોલ્યો: 'જામીન છે, ભાઈ, જામીન છે. ધંધાદારી માણસ આગળ પાછળ જોયા વગર કંઈ પગલું ભરે ખરો?'

: ૨૧ :

થોડા દિવસ પછી એક મનિઑર્ડરનું ફારમ હાથમાં લઈ વૃદ્ધ હરદયાળ પુંટીની પાસે આવી બોલ્યોઃ 'મારા રૂપિયા એ નથી લેતો, પુંટી, આ મનિઑર્ડર પાછું વાળ્યું છે.'

થોડી વાર સ્તબ્ધ બની બેસી રહી પુંટી વૃદ્ધને સાન્ત્વન આપવાના બહાને બોલીઃ 'વખતે એ ત્યાં નહિ હોય, તેથી એ પાછું આવ્યું છે.'

અભિમાનથી ફારમ પુંટીના મોં આગળ લાવી ધરી ડોસો બોલ્યોઃ 'મને શું તમે લોકો એવો મૂરખો સમજો છો? લે જો, આ શું લખ્યું છે? પોસ્ટ ઓફિસના માણસે જ સાફ સાફ લખ્યું છે કે 'માલીક લેવાની ના પાડે છે એથી પાછું મોકલ્યું છે.' 'એને શું!'

શું જવાબ દેવો તે ન સમજાવાથી પુંટી માથું નીચું ઘાલી આમળાં સમારતી રહી.

થોડીવાર શૂનમૂન બેસી રહી ડોસો પોતાના મનથી બોલવા લાગ્યોઃ 'પૈસા ન લીધા તો કંઈ નહિ, સારૂં થયું. એટલા રૂપિયા

બચ્યા. કેટલા દુ:ખે માથાનો પરસેવો નિતારી પૈસા કમાવાય છે, એની હવે ખબર પડશે. શું કામ છે મારા પૈસા લઈને!'

તો પણ પુંટી કંઈ જવાબ દઈ શકી નહિ, શબ્દોના દાવપેચમાં વખતે ડોસો વધારે ચીડાઈ જાય એ બીકે તે ચૂપ જ રહી.

ડોસો એકદમ ઊભો થઈ બોલ્યો: 'હું જાઉં છું, જોઈ લઈશ. આટલી ચાલાકી પોસ્ટ ઓફિસના નોકરોમાં, એમ! લુચ્ચાઓ પૈસા લઈને ઠગાઈ કરે છે! કેમ, એક દિવસ વધારે મનિઓર્ડર નાખી મૂક્યું હોત તો શું બગડી જાત એમના બાપનું! એ રીસમાં પૈસા લેવાની ના પાડે છે, એટલું યે સમજવાની બુદ્ધિ કોઈના મગજમાં નથી! બે દહાડા પછી ગુસ્સો ઊતરી જતાં જાતે જ એ આવીને લઈ જાત. જોઉં છું એ બદમાશો કેવા છે.'

ઉશ્કેરાટમાં ડોસો બહાર નીકળી પડ્યો.

થાકમણિ આવીને બોલી: 'આવડું એક આમળાં કાપવાનું સોંપ્યું એમાં તને આખો દિવસ થવાનો કે, પુંટી! ખરી કામઢી છોકરી પાકી તું!'

હાથમાંની છરી ફેંકી દઈ પુંટી બોલી: 'આવી રીતે મારાથી તો કામ નહિ બને, બાપુ, તું જાતે જ કરી લે.'

આભી બની થાકમણિ થોડીવાર તેના મોં સામે જોઈ રહી બોલી: 'વળી તને શું થયું?'

દડ દડ દડ તૂટી પડવાની તૈયારીમાં આવેલી આંખો બીજી દિશાએ ફેરવી લઈ પુંટી બોલી: 'થાય વળી શું? મારી મરજી, મારાથી નહિ બને.'

છરી ખેંચી લઈ પોતે જ આમળાં કાપવા બેસી જઈ થાકમણિ બોલી: 'મૂર્ખ છોકરી, દાદુનાં લાડમાં આળસુની સરદાર બની ગઈ છે! મનમાં તો એવું થાય છે—'

ગુસ્સાથી લાલ થઈને પુંટી વચમાં જ બોલી: 'મનમાં એવું બધું થાય છે તો પાર પાડી દેને, આ તારી સામે જ તો બેઠી છું!'

ચોટલો પકડી એને સામે ખેંચી, ધડાક કરતો એક મૂક્કો એની પીઠ પર લગાવી દઈ, થાકમણિ ગર્જના કરી બોલી: 'બસ, ચૂપ રહે, હરામજાદી, બસ, કહું છું, ચૂપ રહે!'

આ વખતે ઘરમાં પેસતાં પેસતાં વૃદ્ધ હરદયાળ ખૂબ આનંદમય અવાજે બોલ્યો: 'આપીને આવ્યો, પુંટી, ફરી મનીઓર્ડર કરી આવ્યો છું. સાળાઓ એવા બેશરમ છે,—આ શું મા, આને મારી?'

થાકમણિ બોલી: 'ન મારું? કેવી મોંફાટ જવાબ દે છે? એક આટલું સમારવા આપ્યું તેમાં સાત કલાક થયા! કંઈ કહેવા ગઈ તો આ છરી ફેંકી દઈ ઊઠી ગયાં. છોકરીને વળી આટલું કેમ પાલવે!'

સામે પડેલાં કાપેલાં આમળાં આંગણામાં વેરવાનું કરતાં ડોસો બોલ્યો: 'જહન્નમમાં ગયાં એ આમળાં! કેટલા દિવસથી ના કહું છું, કોઈ માનતું નથી, ગાંઠના પૈસા ખરચી આ રોગ ઘરમાં લાવવાની શી જરૂર?'

પરંતુ પોતે જ તે દિવસે સવારમાં ઊઠીને આમળાંવાળી દાળ ખાવાની વાત કરી હતી એ સાવ ભૂલી ગયો. એ યાદ આવતાં પુંટી એકદમ બોલી પડી: 'નાખી ન દેશો, નાખી ન દેશો, દાદુ. આમળાં વગર તે કંઈ ખાવાનો સ્વાદ આવે! તમે યે કેવા છો! માએ ક્યાં મારી છે, એ તો જરા લાડમાં લાલ રંગ કરી આપ્યો છે! ખાવાનું થઈ જવા આવ્યું છે, એટલામાં તમે નહાઈ આવો!'

આમ કહી મોં દાબી હસી પુંટી તેલ અને ટુવાલ લેવા ગઈ.

મૂઢ બની એને જતી જોઈ રહી ડોસો બારણામાં જ બેધ્યાનપણે બેસી પડ્યો. થોડીવાર પછી એ તળાવ ભણી ચાલી નીકળ્યો.

સ્નાન કરીને આવતાં મોડું થયું જોઈ, થાકમણિએ પુત્રીને જોવા મોકલી. પુંટીએ પુકૂર પર આવીને જોયું તો ડોસો ગુપચૂપ પાળ પર બેઠો બેઠો પાણી તરફ જોઈ રહ્યો હતો. હજી યે એમણે પાણીમાં પગ દીધો નહોતો.

પુંટી પાસે આવી બોલીઃ 'ક્યારના આવ્યા છો, દાદુ, ને હજી નહાયા નથી!'

ડોસાએ એને ઈશારાથી ચૂપ રહેવાનું કહી પાસે બોલાવી. ખસીને પાસે આવી પુંટીએ પૂછ્યું: 'શું કહો છો?'

ડોસાએ મૂંગા મૂંગા જ આંગળીના ઈશારે પાણી ભણી જોવાનું કહ્યું. થોડી વાર અહીં તહીં જોયું, છતાં કંઈ સમજ ન પડવાથી પુંટી બોલીઃ 'ક્યાં, શું છે? હું તો ક્યાં યે કશું દેખતી નથી.'

ઓઠ પર આંગળી મૂકી ડોસો બોલ્યોઃ 'ચૂપ — આસ્તે! પેલા લાકડાની બાજુમાં જો. ચાલો, અહીં બેસ, દેખાશે.'

ડોસાના કહેવા પ્રમાણે બેસીને પુંટીએ પાણી ભણી જોયું. પછી ખૂબ ઉત્સાહમાં બોલી ઊઠીઃ 'ઓહ! કેવડી મોટી માછલી છે, દાદુ!'

ડોસાએ એને માથું ધુણાવી કહ્યું: 'ચૂપ! નાસી જશે, આટલી બૂમો પાડે છે તે! એને ઓળખે તેં, પુંટી?'

પુંટી આભી બની માથું હલાવી બોલીઃ 'ના રે!'

ડોસો બોલ્યોઃ 'હેં! શું કહે છે? આ જ પેલી વૃંદાવનની

માછલી! ઘણા વખત પહેલાં એક દિવસ એણે મારા કહેવાથી પકડેલી છોડી દીધી હતી એ!'

પુંટી મોં ફેરવી બોલી: 'એ તો કયા જમાનાની વાત થઈ, આજે એ માછલી ક્યાંથી હોય! ક્યારની જાળમાં પકડાઈ ગઈ હશે.'

ડોસો ચંચળ આંખે જોઈને બોલ્યો: 'ના, ના. તું શું જાણે! આ એ જ માછલી છે, હું ક્યારનો જોતો આવું છું.'

: ૨૨ :

તે દિવસે બપોર પછી ડોસાને જરા આનંદમાં જોઈ, થાકમણિ એની પાસે આવી બોલી: 'લોકોની આગળ હવે મોં દેખાડવું ભારે થઈ પડ્યું છે બાબા!'

જિજ્ઞાસુ આંખે એના મોં સામે જોઈ ડોસો બોલ્યો: 'કેમ, શું થયું છે તે?'

થાકમણિ બોલી: 'સૌ કહે છે કે આવડી મોટી હેડંબા જેવડી છોકરીને ઘરમાં રાખી ડોકરીને ગળે કોળિયો કેમ ઊતરે છે?'

એકદમ ગંભીર થઈ જઈ ડોસો બોલ્યો: 'શું કરું, કહે! મનમાં ઘણું હતું, કે પહેલું જ લગન જોવડાવી એમના ચાર હાથ ભેગા કરી દઈ નિરાંતે બેસું. પરંતુ કંઈ ને બદલે કંઈ થઈ ગયું. નસીબે વચમાં પાણો નાખ્યો!'

થાકમણિ બોલી: 'પછી એની કંઈ ખબરે કાઢી નહિ, બાબા!'

વૃદ્ધ ટટાર થઈ બોલ્યો: 'બીજી કઈ રીતે ખબર કઢાય કહે? એ ગયો ત્યાર પછી મેં પાંચ પાંચ તો એને કાગળ લખ્યા, જવાબ જ નથી. બે બે વખત તો મનીઑર્ડરથી રૂપિયા મોકલ્યા; મારે ખબર કાઢવામાં હવે બાકી શું છે?'

થાકમણિ બોલીઃ 'જાતે ત્યાં ગયા હોત તો?'

ડોસો ઉશ્કેરાઈને બોલ્યોઃ 'શું, હું જાઉં એની ખુશામત કરવા? ના, કદી નહિ બને. એને પાછા આવવું હોય તો આવે, નહિ તો ચુલામાં ગયો.'

જીભ બહાર કાઢી થાકમણિ ષષ્ઠી દેવીનો જાપ જપવા લાગી.

ડોસો પણ કંઈક નરમ થઈ બોલ્યો: 'ના, હું નહિ જવાનો. પછી તમારે જેટલો કહેવો હોય એટલો નિર્દય કહેજો.'

થોડીવાર બંનેમાંથી કોઈ જ કંઈ બોલ્યું નહિ.

પાલવનો છેડો ખેંચતી ખેંચતી થાકમણિ બોલી: 'પેલા મહોલ્લાનો હાબુ કહેતો હતો કે પદ્મપુરમાં કોઈ પાત્ર છે.'

અહીં સુધી બોલ્યા પછી થાકમણિએ તીરછી નજરે ઘડીક ડોસાની સામે જોઈ લીધું, પરંતુ એના મોં પરનો ભાવ બિલકુલ બદલાયેલો ન જોઈ તેણે શાંત સ્વરે આગળ બોલવા માંડ્યુંઃ 'કહે છે કે પહેલાં એનું એક વખત લગ્ન થયું હતું, અને એ સ્ત્રી એક છોકરાને મૂકી મરી ગઈ છે.'

ગંભીર કંઠે વૃધ્ધે પૂછ્યું: 'ઉમર કેટલી છે?'

નિરાંતભર્યા કંઠે થાકમણિ બોલી: 'કહે છે કે ઉંમર એવી વધારે નથી થઈ. આપણી જ પાલટીનું ઘર છે.'

ડોસો બોલ્યો: 'તો યે આશરે પચાસ સાઠ હશે?'

એના સ્વરમાં કંઈ વિચિત્રતા જોઈ બીને થાકમણિ બોલી: 'મને બરાબર ખબર નથી. હાબુ કહેતો હતો કે તમારી દીકરી ખૂબ શરીર લેતી જાય છે, બેન, દઈ દોને.'

ડોસાએ ક્રોધમાં બૂમ મારીઃ 'પુંટી?'

દૂર જામફળી હેઠળથી બૂમ પાડી પુંટીએ જવાબ દીધો: 'આવું, દાદુ.'

પાલવમાં કેટલાંક કાચાં જામફળ લઈ એક અડધા પાકા જામફળને બચકાં ભરતી ભરતી પુંટી ડોસાની પાસે આવી ઊભી રહી.

ડોસો ગુસ્સામાં ગર્જના કરી બોલ્યો: 'આવડી મોટી છોકરી થઈ ને આ ઘેર તે ઘેર ભમતી કેમ ફરે છે, હેં?'

આભી બની પુંટી એના મોં સામે જોઈ રહી!

દાંત ભચરડી ડોસો બોલ્યો: 'જોઈ કેવી રહે છે, જાણે કશું જ સમજતી નથી!'

માતાને મધ્યસ્થ સમજી પુંટી બોલી: 'હેં, મા! હું કદી યે કોઈને ઘેર જાઉં છું, કેમ તું કંઈ બોલતી નથી!'

કર્કશ કંઠે ડોસો બોલ્યો: 'જતી નથી તો હાબુએ જોઈ કેવી રીતે? તું આવડી મોટી થઈ તોયે તારું ભટકવાનું બંધ થયું નહિ! હવે જો ગઈ છે તો ગળું પકડી ઘરમાંથી કાઢી મૂકીશ. અને એ યે કહી દઉં કે એ મોટી થઈ છે કે નાની થઈ છે એમાં હાબુને શું? આજકાલ કરતાં બે વરસથી રૂપિયા લઈને બેઠો છે, વ્યાજ ભરવાની યે દાનત નથી — રહો, એની મજા દેખાડું છું!'

થાકમણિ બોલી: 'લોકો તો જે જુએ તે કહે. એમાં એમનો વાંક શી રીતે કઢાય!'

મા અને દાદુની વાતચીતનો બરાબર ભાવ સમજમાં ન આવી શકવાથી પુંટી, લાજથી લાલ મુખે, અડધું ખાધેલું જામફળ ધીમે ધીમે આંગળીવડે ખોતરવા લાગી.

પાસે પડેલી વાંસની લાકડી હાથમાં લઈ સટ કરીને એ જમીન પર પછાડી અવાજ કરી ડોસો બોલ્યો: 'બુઢ્ઢો વર તૈયાર થયો છે, પરણવાનું છે. તારી માને એ વગર ગળે ધાન ઊતરતું નથી. પરણીને છોકરાંની મા થઈશ, તોયે તને અક્કલ આવવાની નથી!'

પુંટીએ ઉંહ કરી જીભ બહાર કાઢી મોઢું બગાડયું.

ડોસો હસીને બોલ્યો: 'મારી સામે મોઢું બગાડવાથી શું વળવાનું છે! તૈયાર થા, હમણાં લેવા આવે છે. જુઓ, સાંભળો,

તમારી છોકરી ગમે એવડી મોટી થઈ હોય, અને તમારા ગળે ભલે ધાન ન ઊતરે, પણ હું વિન્દા સિવાય બીજા કોઈના હાથમાં એને સોંપવાનો નથી. એમ કરતાં પછી એને જનમારો કુંવારી જ રહેવું પડે, તો યે મારે કબૂલ.'

અત્યારે કંઈ કહેવાનો સમય નથી એ જોઈ કંઈ પણ બોલ્યા વગર, થાકમણિ ધીમે ધીમે ત્યાંથી ઊઠીને ચાલી ગઈ.

ડોસાએ પુંટીને પોતાની પાસે ખેંચી લઈ કહ્યું: 'આટલાં બધાં જામફળ ક્યાંથી લઈ આવી, હેં પુંટી? આપને, એકાદ ખાઉં તો ખરો!'

પુંટી લજ્જાથી નમેલું મોં દાદુના ખોળામાં છુપાવી દઈ બોલી: 'હું ક્યાંયે લગ્ન કરવાની નથી, દાદુ, માને કહી દો.'

મોટેથી હસતાં હસતાં ડોસો બોલ્યો: 'હું યે તને શાનો જવા દઉંશ પણ? આ ઘરડે ઘડપણ તું મારો આશ્રય છે, તને ખોઈ બેસી છેવટે શું મારે રસ્તા પર જઈને ઊભા રહેવું? ના, ના, તું જ મારી છે—મારી જ રહેવાની છે. જોઉં, કયું જામફળ મીઠું છે! આ, નહિ?'

વાક્ય પૂરું થતાં થતાં જ હરદયાળે બેય હાથે પુંટીનું મુખ ઊંચું કરી તેને ચુંબન કર્યું. પુંટી જોરથી દાદુના ખોળામાં પડી મોં છુપાવવા છુપાવતી બોલી: 'જાઓ, મોટા થઈને!'

થોડીવાર પછી મોં ઊંચું કરી ફસ કરતી હસી પડી પુંટી બોલી: 'ત્યારે તો એ જ વાત નક્કી થઈ ને દાદુ, કેમ—હં?'

પુંટીની આતુરતા જોઈ ડોસો હસીને બોલ્યો: 'કઈ વાત, ભાઈ?'

પુંટી આળસ મરડીને બોલી: 'આ—મારું—ક્યાંયે—લગન—નહિ લેવાય. કેમ, હં?—બોલોને.'

ડોસો તેના ગાલ પકડી હલાવી બોલ્યો: 'ક્યાં યે નહિ, દિદિ, એક વૃંદાવન સિવાય, ખરું ને?'

મોં ફેરવી પુંટી બોલી: 'જાઓ, હું ન જાણું!'

: ૨૩ :

'અભાગિયો પૈસાદાર થઈ ગયો છે, ખબર પડી, પુંટી! મારા પૈસા હવે એ નહિ લેવાનો. ભલે, તો હું યે હવે આપવા નહિ જાઉં.'

કલકત્તા જેવી જગાએ બિચારો વૃંદાવન રીસનો માર્યો પોતાના ખરચના રૂપિયા પાછા મોકલી દઈ, બહુ દુઃખ વેઠી દિવસો કાઢતો હશે એમ ધારી વૃદ્ધ હરદયાળે ફરી તેને મનીઓર્ડર કર્યું હતું. આજે એ ખૂબ સ્નેહ અને વિચાર પછી મોકલેલા રૂપિયા પણ પાછા આવ્યા, એ જોઈ હૃદયમાં વેદના થવાથી કાતર બની, વૃદ્ધ હરદયાળ પાગલની પેઠે ગંભીર સાદે ઉપર પ્રમાણે શબ્દો બોલ્યો.

થોડીવાર ચૂપ રહી પુંટી બોલી: 'માણસ કેમ આવું કરતો હશે, એ જ મને નથી સમજાતું!'

ડોસો ઉશ્કેરાઈને બોલ્યો: 'કીડીને ધાન પૂરનારો જાગ્યો છે એટલું નથી સમજતી! ખવડાવી પીવડાવી મેં નેધણિયાંને માથું ઊંચું કરતાં શીખવ્યું છે: હવે મારો શો હિસાબ? હાસ્તો, કળજગનો એ ધર્મ છે!'

પુંટી મૂંગી મૂંગી માથું નીચું ઘાલી બેસી રહી.

ડોસો એને ધમકાવીને બોલ્યો : 'કેમ આમ ચૂપ બેઠી છે! બાપની બેટી હો તો સામી ઊભી એનો પક્ષ લઈ બે અક્ષર બોલ. આમ મનમાં મનમાં મને ગાળો દેવા કરતાં મોઢે ચોખ્ખું સંભળાવી દેવું સારું!'

નીચી ઢાળેલી આંખો ઊંચી કરી પુંટી બોલી: 'હું કોઈનોયે પક્ષ લેતી નથી, દાદુ!'

ડોસો ખૂબ ઉશ્કેરાટમાં બોલી ઊઠ્યો: 'ઓહો! છોકરીઓને આટલું જૂઠું પણ બોલતાં આવડે છે! હું નજરે જોઉં છું કે તું નિસાસા નાખે છે, ને પાછી કહે છે કે હું કોઈનો પક્ષ ખેંચતી નથી—હું ગાળો દેતી નથી!'

પુંટી આંસુભરી આંખે બોલી: 'હું તો મારા ફૂટલા નસીબની જ ચિંતા કર્યા કરું છું, દાદુ, નિસાસો નખાઈ જતો હોય તોયે એમાં જ. તમને હું ગાળ દઉં ખરી?'

ડોસો બોલ્યો: 'કેમ ન દે, હેં? હું તારો કોણ? બનાવટી જ સંબંધ ને! એ તારું ઘરનું માણસ છે. એનાં કરતૂક જોઈ હાડેહાડ લાગી ગઈ ને તને કહેવા આવ્યો, ત્યારે તારો નસીબની ચિંતા કરવાનો વખત થયો! કેમ, કહે હવે કોનું નસીબ ફૂટલું છે! મેં તને શું દુઃખ દીધું છે, કહે!'

પુંટી કંઈ બોલી નહિ.

ડોસો વધારે ગુસ્સે થઈ બોલ્યો: 'બોલવાનું હોય તો તું બોલને! તમે લોકો બધાયે નિમકહરામ છો. મારું નસીબ જ એવું છે, મરવા વખતે બધા નિમકહરામીઓની જમાત ભેગી કરી સંસારમાં ફસાયો. હારતો, બાપુ, મારે એની શી પડી છે? પોતાનાં હતાં તે રહ્યાં નહિ, પછી પારકાંને લઈને આ ખેંચાખેંચી કરવાથી શો ફાયદો?'

ડોસાની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

ગભરાઈને ઊભી થઈ જઈ, પુંટી પોતાના પાલવના છેડા વડે એનું મોં લૂછતી લૂછતી બોલીઃ 'પારકાંની ચિંતા કરીને હવે શું કરવું છે, દાદુ! ન લે, તો ગયો. હવે ન મોકલશો.'

ઉશ્કેરાઈને ડોસો બોલ્યોઃ 'શું, તું એમ ધારે છે કે હું ફરી મોકલીશ? કદાપિ નહિ! આ સોગન ખાઈને કહું છું કે જો ફરી એને રૂપિયા મોકલું તો મારું નામ હરદયાળ નહિ. તું જોજે પુંટી, આ વખતે પસ્તાઈ ને એ પગમાં આવીને પડશે તોયે હું એના સામું જોવાનો નથી!'

ઘરમાંથી બહાર આવી થાકમણિ બોલીઃ 'તે ન આપવા હો તો ન આપજો, એમાં વળી આટલા સોગન બોગન શા!'

ડોસો બૂમ પાડી બોલ્યોઃ 'આપવા ન આપવા મારી મરજીની વાત છે. નહિ આપું, જા, એમાં તારા બાપને શું! તારાથી ન ખમાતું હોય તો જતી રહે.'

થાકમણિ બોલીઃ 'મારા જવાથી જો છોકરો પાછો આવતો હોય તો હમણાં જતી રહું. ઘરની અલાબલા ટળે એટલે બસ.'

દાંત દેખાડી ડોસો બોલ્યોઃ 'બસ, એટલામાં મિજાજ જતો રહ્યો! ઓ બાપ! પારકાંને ખવડાવવા પીવડાવવામાં આટલી પીડા માથે પડતી હશે એની કયા સાળાને ખબર હતી! આ નાકલીટી ખેંચી, જો હવે કદી પારકાં પોષેલાંનું નામ જીભે લઉં તો!'

થાકમણિ કંઈ બોલી નહિ.

ડોસો બોલ્યોઃ 'બધાયે ચૂપ! આવે વખતે બે શબ્દો કહી કોઈ રીસ ઉતારે એવું ન મળે! દૂધ પાઈને ઉછેર્યા એટલા બધાયે મારે તો ઝેરી સાપ પાકયા છે.'

પુંટી ઢળેલી દૃષ્ટિ એકદમ ઊંચી કરી બોલીઃ 'હું તો કહું છું કે એક વખત ત્યાં જઈ આવોને, દાદુ!'

બૂમ પાડી ડોસો બોલ્યોઃ ' શું કરવા, શું કરવા, કહે જોઉં ? એ ઝવેરીના બેટા રતનને પગે લાગવા જાઉં ! હું ? એવું શું આભ તૂટી પડયું છે માથે ! ઓહ — તારાથી ન રહેવાતું હોય તો તું જા.'

ધીરજથી પુંટી બોલીઃ ' પણ ગયા હોત તો સારું થાત, દાદુ !'

દાંત દેખાડી ડોસો બોલ્યોઃ ' શી રીતે — કહે તો ખરી ! પડદા પાછળથી મને જૂતું મારી રહ્યો છે એટલેથી તને સંતોષ થતો નથી લાગતો, હવે હું એની સામે જઈને જૂતું ખાઈ આવું એવી તારી ઇચ્છા છે. વાહ ! ખરી મારી વાલેશરી તો !'

થાકમણિ બોલીઃ ' તમે ન જાઓ તો કોઇને — '

ગુસ્સામાં ઊભો થઈ જઇ ડોસો બોલ્યોઃ ' ગયા ગયા. તને બહુ મન હોય તો તું જાતે જ મોકલને. હાય ! મારે તો ઘરમાં ને બહાર બધે દુઃખ ! વારુ, તે મને શી એવી પડી છે, તે જાઉં, એ તો કહે !'

થાકમણિ બોલીઃ ' છોકરો જરા અભિમાની છે એટલે તમે ગયા હોત તો પીગળીને પાણી થઇ જાત. ખરું કહું છું, એ કંઈ એવો સ્વારથી નથી.

મોં ફેરવી લઇ ડોસો બોલ્યોઃ ' વાહ ! એ એવો અભિમાની છે તો એમાં મને શું ! અભિમાનને ઘોઈ ઘોઈને પીએ ! હું કેમે જવાનો નથી. નથી જવાનો — નથી જવાનો — કોઇને મોકલવાનો યે નથી !'

બોલવું પૂરું કરતાં જ ડોસો ઘરમાંથી બહાર નીકળી ગયો. મા અને દીકરી મૂંગી મૂંગી બેસી રહી.

થોડીવાર પછી હાંફળો ફાંફળો પાછો આવી ડોસો ખૂબ ઉશ્કેરાટમાં બોલી ઊઠયોઃ ' કહું છું આજે આ બધું છે શું ! મા ને દીકરી એક બીજાનાં મોં સામે જોઈ બેસી રહેશો એટલે મારું પેટ ભરાઇ જશે, કેમ ? રાંધવું કરવું નહિ પડે શું ?'

નિ:શ્વાસ નાખી ઊઠીને ઊભી થતાં થાકમણિ બોલી: ' આટલા વહેલા કોઈ દિવસ તમે ખાવા બેઠા છો કે આજે ખાવાનું કહો છો.! તમારી તો વાત જ બધી અદ્દભુત છે ! '

ડોસો કર્કશ અવાજે બોલ્યો: ' હું જાણું ને, તું એવું જ કહેવાની. હા ભાઈ હા, હું ભૂત ! સારાં માત્ર બે જણાં છો, તું ને તારી દીકરી.'

થાકમણિ બોલી: ' મેં એવું ક્યાં કહ્યું છે ! ખોટા ખોટા ગુસ્સે થઈ જાઓ છો ! '

ડોસો બોલ્યો: ' હાસ્તો, ઘરડો થયો, મારું બધુંયે ખોટું — ભાત કોળિયો પેટમાં નાખવા મળવાનો છે, કે જાતે જ ચૂલો ફૂંકવા પેસતું પડશે ? '

નવાઈ પામી થાકમણિ બોલી: ' અત્યારમાં ખાવું છે ? '

પુંટી ઓચિંતી મોં ઊંચું કરી બોલી: ' કલકત્તા જવાના હશે ! '

ચંચળ આંખે એની સામે જોઈ ડોસો બોલ્યો: ' હું શું કરવા જાઉં ત્યાં ! આ તો શહેરમાં એક કેસ છે, બે પાંચ જણુ વળગ્યા છે એટલે એ કામે જવાનું છે. ગામમાં રહીએ તો ગામનાં માણસોનાં સુખ દુ:ખ પણ જોવાં પડે. '

આ પછી કોઈએ કંઈ જ પૂછ્યું નહિ. પૂંટીએ ગભરાઈને રસોડું ખોલી ચૂલામાં ઉંબાડો ભર્યો.

પુકુરમાં ડૂબકી મારી આવી થાકમણિ બે તપેલીઓમાં દાળ ભાત મૂકી દઈ શાક સમારવા બેઠી.

જતાં પહેલાં પુંટીની સામે જોઈ હરદયાળ બોલ્યા: ' તારે શું શું જોઈશે, પુંટી ? એક તો પારસી સાડી, ખરું ને ? '

થોડીવાર મઢની જેમ તેમના મોં સામે જોઈ રહી પુંટી એકદમ ફક કરતી હસી પડી; પછી બોલી: ' હમણાં તો દાદુ, કહેતા હતા કે કલકત્તા નથી જવાનો ! '

ડોસો મોં બીજી તરફ ફેરવી લઈ બોલ્યોઃ 'કોણ જાય છે કલકત્તા?'

પુંટી હસીને બોલીઃ 'તો મારે શું જોઈએ છે, શું નથી જોઇતું એ પૂછવાનું કારણ? અહીં પારસી સાડી ક્યાં મળે છે તે?'

ડોસો ગળું સાફ કરી બોલ્યોઃ 'કેમ નહિ મળે? શહેરમાં સેંકડો મળે છે. તારે કેટલી જોઇએ કહે?'

પુંટી કંઈ બોલી નહિ.

તીક્ષ્ણ દૃષ્ટિએ પુંટીના મોં સામે જોઇ ડોસો બોલ્યોઃ 'જાઉં છું કેસમાં. હાર કે જિત એમાંથી એક તો થશે જ. જીત થાય તો કિનુ સરદાર કાલીઘાટ પર માનસિક પૂજા કરવા જવાનું કહેતો હતો, એટલે જો એ સાથે ખેંચી જાય તો જવું યે પડે ને! મને જો પાછા વળતાં મોડું થાય, તો કોઈ ચિંતા ન કરશો.'

બોલ્યા પછી, ડોસો ખરેખર કોઈ ગુનેહગારની પેઠે ત્યાંથી જતો રહ્યો.

પુંટી હાથ ઊંચા કરી બોલીઃ 'એનું મન ફેરવી નાખજે, ભગવાન! દાદુના પ્રેમાળ હૃદયને હવે વધારે આઘાત ન થવા દેજે પ્રભુ! એમની સાથે જ એ પાછા આવે એવું કરજે!'

: ૨૪ :

બપોરે જિતકુમાર ઓફિસમાં આવીને બોલ્યા : 'ચાલો, ચાલો, ઘડી ફરી આવીએ. આટલી મજુરી કરે તો માણસ જીવતો રહે કે!'

હાથમાંની કલમ હાથમાં જ રાખી વૃંદાવન બોલ્યો : 'તમે જાઓ, મારે જરા કામ છે.'

જિતકુમાર હસીને બોલ્યો : 'વાહ, નવાઈની વાત. તમે આટલા કામ પાછળ ગાંડા કેમ છો, કહેશો?'

આ વખતે નિર્મળાએ ઓરડામાં પ્રવેશ કર્યો. તે બોલી : 'બીજું તો બીજું, પણ મને રસ્તા પર રાહ જોતી મેલીને, તમે દોસ્તની સાથે વાતોમાં પડી ગયા!'

જિતકુમાર હસીને બોલ્યો : 'શું કરું! તેં એવા બાંધ્યા છે કે એમને કોઈ રીતે બહાર નીકળવાનું જ મન થતું નથી, એટલે ખેંચાખેંચ કરું છું. એમનું કામ જ પૂરું થતું નથી. સાફ સાફ કહે છે—સૂર્યના અજવાળામાં નીકળવાની મને ટેવ નથી.'

નિર્મળા હસીને બોલી : 'સાચી વાત છે, વૃંદાવનબાબુ!'

ઓફિસના ઓરડામાં નિર્મળાએ પ્રવેશ કર્યો ત્યારનો વૃંદાવન

સ્તબ્ધ બની બેઠો હતો. હવે ઉત્તર દેવા માટે માથું ખંજવાળતો બોલ્યો : 'ના, પણ હાથમાંનું કામ પૂરું થયા વગર કેની રીતે ઉડાય ? પરંતુ તમે—'

જિતકુમાર તેના અધૂરા વાક્યના જવાબમાં બોલ્યો : 'આ જીવનની નાવિક જ એ છે, એની તમને ખબર નથી ?'

મંદ હસીને નિર્મળા બોલી : 'એમની વાત સોળે આના ખોટી છે, વૃંદાવન બાબુ. સ્ત્રીએ કદી સુકાન હાથમાં લીધાનું સાંભળ્યું છે તમે ?'

વૃંદાવન મૂંગો મૂંગો માથું નીચું ઢાળી ઊભો હતો.

તેનો હાથ પકડી ખેંચી જિતકુમાર બોલ્યો : 'પરંતુ એ તો તમે સગે કાને સાંભળ્યુંને વૃંદાવન, કે ઓરડામાં પગ દેતાં જ ધમકાવવા માંડે છે. માટે ઝટપટ નીકળી પડો, નહિ તો આજે નસીબમાં કેટલુંય ભોગવવાનું લખેલું છે.'

વૃંદાવનના હૃદયની અંદર તે વખતે સમુદ્રનાં મોજાં ઉછળવા લાગી ગયાં હતાં. આ જ નિર્મળા આભાની સખીને! સુખદુઃખની સંગાથી! જિતકુમાર એનો પતિ હશે ? તો શું—તો શું કંઈ નહિ, ચોક્કસ એમ જ છે. પત્નીના આગ્રહને માન આપવા ખાતર જ જિતકુમાર આજે મારી તરફ આ વણમાગ્યું દયાદાન કરી રહ્યો છે. બદલો—તે આગળ વિચાર કરી શકયો નહિ.

ખૂબ આવેગથી ભરેલા કંઠે તે બોલી ઊઠયો : 'ભૂલ થઈ, એનું પ્રાયશ્ચિત કરવું પડશે. જાઉં, બનતી ઉતાવળે એ કરી નાખું.'

આમ બોલી એ ગાંડાની પેઠે ઝડપથી બહાર નીકળી ગયો. નિર્મળા અને જિતકુમાર સ્તબ્ધ બની, વિસ્મયથી આભાં બની, એક બીજાના મોં સામે જોઈ રહ્યાં. કોઈ કંઈ બોલી શકયું નહિ કે વચમાં પડી શકયું નહિ.

થોડીવાર આ અવસ્થામાં રહ્યા પછી નિર્મળા નિઃશ્વાસ નાખી બોલી : 'શું થયું?'

જિતકુમાર ખિન્ન વદન ફેરવી બોલ્યો : 'પકડાઈ ગયો છે, બીજું શું!'

નિર્મળા ગભરાઈને બોલી : 'જાઓ, પકડી લાવો.'

માથું હલાવી જિતકુમાર બોલ્યો : 'મારી એટલી તાકાત નથી; એની આગળ એકે યુક્તિ ચાલતી નથી.'

નિર્મળા બોલી : 'હવે—સખીનું શું થશે?'

જિતકુમાર બોલ્યો : 'બીજું એક જણ છે ને!'

ઉદાસ ભાવે નિર્મળા બોલી : 'ધૂળ! સહિયરને એ તો આંખના કણાની પેઠે ખૂચે છે. એનાં એ વેણ ન સહી શકવાથી અસીમબાબુનું વિલાયત જવાનું તો બંધ થઈ જ ગયું, પણ મેં તો સાંભળ્યું છે કે કોઇ ચૂરત વૈષ્ણવના અખાડામાં એ દાખલ થઈ ગયા છે.'

જિતકુમાર મોટેથી હસીને બોલ્યો : 'કેમ, સેવાદાસીની સાથે ફ્રી લવ (મુક્ત પ્રેમ) કરવા મળે એની વેતરણમાં છે શું!'

નિર્મળા તપી જઈ ને બોલી : 'જાઓ, આવા દુઃખને વખતે મજાક મશ્કરી શોભતી નથી.'

જિતકુમાર નિર્મળાની ધમકીથી મૂક જેવો બની બોલ્યો : 'શી ખબર, સ્વભાવ જ એવો મશ્કરો થઈ ગયો છે.'

વચમાં જ તીખા અવાજે નિર્મળા બોલી : 'બિલકુલ વિચાર જ કરતા નથી.'

થોડીવાર શાંત રહી એકદમ નિર્મળાને ખેંચતાં ખેંચતાં જિતકુમારે કહ્યું : 'જાણી બુઝીને જે દુનિયાનો ભાર તેં માથે ઓઢાડ્યો છે, તેને, ગમે તેટલું કરું તોયે હું વહી લઈ જઈ શકું તેમ નથી. જેનું એ કામ છે, તે એ કરશે. ચાલો આપણે જઇએ.'

આ તરફ ખેદયુક્ત હૃદયે ભમતો ભમતો વૃંદાવન જ્યારે છાત્રાલયમાં આવી ઊભો, ત્યારે બહાર જવાની તૈયારીમાં ઊભેલા એક યુવકે પાસે આવી કહ્યું : 'ઓ ! વૃંદાવન બાબુ કે ! કોઈ તમને ખોળતું હતું.'

કોણ જાણે કેમ વૃંદાવનના હૃદયમાં એકદમ કંઈક થઈ ગયું. ખેદભરેલી આંખો ઊંચી કરી તેણે પૂછ્યું : 'કોણ, કોઈ ઓળખીતું હતું !'

યુવકે જવાબ દીધો : 'ના ! કોઈ ડોસો હતો; ગામડામાંથી પહેલી જ વાર આવ્યો હોય એમ લાગતું હતું. તમારી વાત ખૂબ ફેરવી ફેરવીને પૂછતો હતો. ચહેરો કાળો, ને ડાબા કાનની પાસે એક મસો હતો.'

ગભરાઈને વૃંદાવને પૂછ્યું :—'નામ, નામ કંઈ કહ્યું છે !'

યુવક ચિંતાતુર કંઠે બોલ્યો : 'કહ્યું તો હતું ! શું કહ્યું — અરે, ના — ના — હરદયાળ પાલ. તમારા કોઈ સગા થાય છે શું? અરે, આ શું ! નામ સાંભળતાં જ નાઠા કેમ? ડોસો યે બરાબર આમ જ નાઠો હતો — છે શું?'

: ૨૫ :

ઘેર આવ્યા પછી વૃદ્ધ હરદયાળે કર્કશ કંઠે બૂમ મારીઃ 'પુંટી, એ...પુંટી, સાંભળ તો ખરી.'

પુંટી દોડતી સામે આવી બોલીઃ 'શું કહો છો, દાદુ?'

ડોસાએ બૂમ પાડી કહ્યુંઃ "હું જાણું તો એ તરત પાછો આવવાનો, મને માથે લઈને નાચવાનો, કેમ, ખરું ને?'

વિસ્મયથી આભી બની તેના મોં સામે જોતી પુંટી બોલીઃ 'શું થયું તે?'

ડોસો તિરસ્કાર પૂર્વક બોલ્યોઃ 'શું નથી થયું એ પહેલાં કહે ને! ભગવાન ગોકુળમાં અંધારું કરી મથુરામાં જઈને રાજા થયા છે.'

પુંટી હસીને બોલીઃ 'તો ખોટું શું થયું છે? તમે રાજાના રાજા થયા!'

ખૂબ ક્રોધથી તિરસ્કાર કરી ડોસો બોલ્યોઃ 'પણ તું રાણી થઈને લટકમટક કરતી ફરે એ વાત ભૂલી જજે. એને તારી જરુર નથી.'

ઓચિંતો છાતીમાં દુઃખનો આઘાત અનુભવવા છતાંયે પુંટીએ તે ભાવ સમાલી લઈ હસતે મોઢે કહ્યું: 'ભલે તો, રાણી થઈને શું કામ છે, સદાકાળ દાસીવૃત્તિ કરતી આવી છું, હવે રાણીપદું કરવું કેમ પાલવે?'

દાંત ભચરડી ડોસો બોલ્યો: 'તું મર, બળ્યા મોંની, બલા ટળે.'

ડોસાના પગની ધૂળ માથે ચડાવી પુંટી બોલી: 'આ સમી સાંજે એ જ આશીર્વાદ આપો દાદુ, કે એમની બધી અલાબલા મારે માથે લઈ હું વહેલી વહેલી મરી પરવારું.'

ધમકાવીને ડોસો એને મારવા દોડયો: 'કેમ મોઢે ચડયું બોલે છે તું! હું તારું મરણ તાકું?'

ઝાકળથી ભીંજેલાં પાંદડાંના જેવી આંખો ઊંચી કરી પુંટી બોલી: 'જીવતી રહીને, દાદુ, હું તો માત્ર તમારી ચિંતાઓમાં જ વધારો કર્યા કરું છું. એ કરતાં મરી જાઉં તો સારું.'

ડોસો ધબ કરતો બારણાની એક બાજુએ બેસી પડયો. બરાબર આ જ વખતે ચાકમણિ કપડાં ધોઈ ને ઘેર આવી. કાખમાંથી પાણીનો ભરેલો ઘડો ઉમરા પર મૂકી, શરીર પરનું કપડું ઠીક કરતી કરતી તે બોલી: 'હજુ દીવો કર્યો નથી, પુંટી? આવડી મોટી છોકરી થઈ, તારામાં તે વૃદ્ધિ શુદ્ધિ કયારે આવશે?'

ડોસો ઊકળીને બોલ્યો: 'બુદ્ધિ સૌમાં સરખી છે! ધકેલી ધકેલીને જો મને મોકલ્યો ન હોત તો આટલી બળતરા ખમવી ન પડત.!

ચાકમણિ બોલી: 'કેમ, શું થયું તે, વૃંદાવન છે તો ખુશીમાંને!'

ડોસો બોલ્યો: 'ખૂ...બ ખુશીમાં છે. નોકરી કરે છે, વિલાયત જવાનો છે, મડમને પરણવાનો છે — હવે શું બાકી રહ્યું!'

ચાકમણિ ગંભીર થઈને બોલી: 'તમારી તો વાત જ બધી એવી છે — શુંમાંથી શું ખોળી કાઢો છો. વિલાયત જાય ને મડમને

પરણે — વૃંદાવન એવો છોકરો છે! અને નોકરી મળી છે, તો સારું થયું. હું આવતી પૂનમે સત્યનારાયણની પૂજા કરાવીશ.'

ક્રોધે ભરાઈને ડોસો બોલ્યો: 'એની સાથે સાથે પોતાના પીંડ બાંધવાની યે ગોઠવણ કરી રાખજો. જે વિલાયત જાય છે એ વળી પૂજાબૂજામાં માનતો હશે.'

થાકમણિ આભી બની ડોસાના મોં સામે જોઈ રહી. પુંટી ગળું સાફ કરી બોલી: 'જેને જ્યાં ગમે ત્યાં જાય, દાદુ, એમાં આપણને શું?'

થોડીવાર ચૂપ રહી ડોસો એકદમ માથું હલાવી બોલી ઊઠયોઃ 'હાસ્તો, એમાં આપણને શું! આપણે તો હવે એનું નામ પણ જીભે આણવાના નથી. એ કોણ — માથે ઓઢેલી પારકી પંચાત, બીજું શું? પાણી લાવ પુંટી, પગ ધોઉં.'

કલાકેક પછી હાથમાંની માળા એકદમ ખોળામાં નાખી ડોસો બોલ્યો: 'હાબુને બોલાવી પદ્મપુરના પેલા પાત્રની ખબર કાઢી હોય તો, કેમ?'

મા કંઇ જવાબ દે તે પહેલાં જ વંટોળિયાની પેઠે દોડી આવી પુંટી બોલી ઊઠી: 'એ નહિ બને, દાદુ, એ કરતાં તો મારું ગળું દાબી મારી નાખો એ સારું.'

દાંતિયાં કરી થાકમણિ બોલી: 'શું કરે છે, આ પુંટી, લગનની વાતમાં જરા લાજ શરમ પણ નથી રાખતી!'

પુંટી ગંભીર અવાજે બોલી ઊઠી: 'હિંદુની છોકરીનાં કેટલાં વખત લગન થાય છે, મા?'

થાકમણિ આભી બની જઈ બોલી: 'શું લગન લગન કરે છે, પુંટી! મગજ ખસી ગયું લાગે છે તારું, તારાં વળી ક્યારે લગન થયાં છે!'

પુંટી રૂક્ષ કંઠે બોલી : 'તમે એમ વાત ઉડાવશો એ નહિ ચાલે, દાદુ સાક્ષી છે.'

ડોસો ફાટી આંખે એની સામે જોઈ રહી બોલ્યો : 'સાક્ષી ? હું ?'

તેજસ્વી કંઠે પુંટીએ કહ્યું : 'હા, તમે.'

અતિ વિસ્મયમાં ડોસો હાથમાંની માળા પગે વીંટાળતો વીંટાળતો બોલ્યો : 'ક્યારે બેન, મને તો કંઈ યાદ આવતું નથી !'

પુંટી ગર્જના કરતી બોલી : 'હાથમાં માળા લઈને જૂઠું ન બોલશો, દાદુ. ભગવાનની વાશી ફૂલમાળા તમે જાતે જ અમારાં ગળાંમાં પહેરાવી દઈ કહ્યું હતું કે આજે તમારાં લગ્ન થઈ ગયાં ! મંત્ર ભણી થયેલાં લગન કરતાં આ લગન ઘણાં ભારે છે. કારણકે આ લગનના સાક્ષી ભગવાન પોતે છે.'

એકાએક ભૂતકાળની સ્મૃતિનું બારણું ઊઘડી જતાં ડોસો બોલ્યો: 'બોલ્યો છું, બેન, એ દિવસે જે શબ્દો બોલ્યો છું, તે આજે પણ બોલવા તૈયાર છું. એક વખત નહિ, પણ સો વાર એ વાત કાઢીને કહીશ કે એ જ લગન તમારાં સાચાં લગન છે. કારણકે તે મારા હૃદયની ઇચ્છા છે, તો પણ સમાજ—લોકો કંઈ આ ડોસાનો એ બકવાટ માની લેવાના નથી, બેન. એટલે, જરા બીક લાગે છે !'

ડોસાના પગમાં આળોટી પડી પુંટી બોલી ઉઠી : 'તો આપણે હવે આ સમાજમાં, આ લોકોમાં રહીને શું કામ છે, દાદુ ! જ્યાં સમાજની ફરિયાદ સંભળાય જ નહિ, જ્યાં જવાથી સમાજની હવા શરીરે લાગે જ નહિ, ત્યાં ઘણા દિવસથી તમે જવું જવું તો કરો છો; તો ચાલોને, ત્યાં જ જતાં રહીએ. જઈશું ને ?'

ડોસાનું મુખ આ શબ્દો સાંભળી ભારે ઉત્સાહથી પ્રદીપ્ત થઈ ગયું. અંતરની વ્યાકુળતા બહાર બિલકુલે પ્રકટ થવા દીધા વગર,

નિઃશ્વાસ નાખી તેણે કહ્યુંઃ ' આ ઉંમરે બધું છોડીને તું આવીશ, પુંટી ! ભોગની તૃષા છીપે તે પહેલાં જ તું ત્યાગનો આશ્રય લઈશ ? '

પુંટી ખેદથી મલીન વદને બોલીઃ ' આનંદથી લઈશ, દાદુ. નામનો તો કંઈ તફાવત છે નહિ. એ યાદ આવશે તો ઈશ્વરનું ધ્યાન થઈ શકશે. દિલનું દુઃખ જોઈ દયાળુ દેવ જાતે જ દોડી આવશે. તમે જ તો કહ્યા કરો છો, દાદુ, કે ઈશ્વર માણસનું મન તપાસે છે. પૂરેપૂરા વ્યાકુળ પ્રાણથી જે પ્રાર્થના કરે છે તેની પ્રાર્થના ઈશ્વર નિષ્ફળ જવા દેતો નથી. ચાલોને, કાલે જ જતાં રહીએ. '

ચાકમણિ બોલીઃ ' બધીયે વાતમાં તારે ઉતાવળ, પુંટી ! એ તે કંઈ બને ? ઘરબારનો, માલમિલકતનો કંઈ બંદોબસ્ત કરવો પડે, કે બસ, જવાનું કહ્યું એટલે જતા રહેવાય ? '

નિઃશ્વાસ નાખી ડોસો બોલ્યોઃ ' બંદોબસ્ત હવે કોને માટે ? બધું ખતમ કરીને જઈશ. '

પુંટી બોલીઃ ' ના દાદુ, એ નહિ બને. વખતે એ કોક દિવસ પાછા આવે તો બધું વાપરશે. આપણે તો ભીખ માગીને યે ચલાવીશું, ચિંતા શી છે ! '

નવાઈ ભરી આંખે એના મોં સામે જોઈ ડોસો બોલ્યોઃ 'હજી યે તને એના પર આટલો પ્રેમ છે, પુંટી, એણે તારું શું રૂડું કર્યું છે તે ! '

પુંટી હસીને બોલીઃ ' ભલે ન કર્યું, તેથી શું ! હિંદુની દીકરી છું ને હિંદુની વહુ છું, પતિ ઉપર પ્રેમ નહિ થાય તો બીજા કોના ઉપર થશે ! એકને છોડી, એ ભલે દશને પરણે, મારી સંભાળ લે કે ન લે, પણ દિલદિલથી મને ખાતરી છે કે તે મારા છે, મારા સિવાય બીજા કોઈના નથી. '

ડોસો બોલ્યો : 'ખરી તું તો, બહેન!'

મક્કમ સ્વરે થાકમણિ બોલી: 'એ ખરું જ કહે છે, બાબા! હિંદુની છોકરીએ આ કરતાં વધારેની આશા રાખવી એ જ ખોટું છે! એ જ ઠીક છે, ચાલોને, કાલે જ નીકળી જઇએ. ઘરબારમાં જે પતવવાનું છે તે તો હું આજે જ પતવી નાખીશ.'

નિ:શ્વાસ નાખી ડોસો બોલ્યો: 'તું યે ગાંડી થઇ કે, મા? ઠીક તો!'

: ૨૬ :

નિતે ગોવાળે એક બારે મોટું પોટલું ગરદન પર ઊંચકી લાવી બારણામાં આવી બૂમ મારી : 'દાદા ક્યાં ગયા?'

ડોસાએ ઉત્સાહમાં કહ્યું : આવ્યો ભાઈ, હું કેટલી ચિંતા કરતો હતો કે આટલું મોડું કેમ થયું! રસ્તામાં શું દીકરાની વહુ તો નહોતી મળીને!'

ગાલમાં હસીને નિતે બોલ્યો : 'એ મૂરખી ન મળી એ સારું જ થયું છે, દાદા મશાય, નહિ તો આમ આવવા દે ખરી? તમારી પાટલી ઉઘડાવત ત્યારે જ છોડત.'

ડોસો હસીને બોલ્યો : 'ખરું ભાઈ, બહુ તોફાની લાગે છે! જોજે ભાઈ, ભીંતોને પણ કાન હોય છે, વખતે સાંભળી જશે તો ભારે પડશે. તોયે--આટલું મોડું કેમ થયું?'

નિતે બારણામાં બેસી પડી બોલ્યો : 'જરા હુક્કો આપજો, દાદા, આટલું ચાલતાં ચાલતાં તો ખૂબ થાકી ગયો છું. ગોર મહારાજને ઘેર ગયો હતો ખરોને!'

હુક્કો ઉતારી દઈ, તમાકુની ડબી લેતાં લેતાં ડોસાએ કહ્યું : 'શું કહ્યું એમણે — આવવાના છે ને?'

હાથ લાંબો કરી તમાકુ લઈ, હુકાની રાખ ઠાલવતાં ઠાલવતાં નિતે બોલ્યો : 'મારી સાથે જ આવત. પણ મેં ઠાકોરજીને લાવવાનું કહ્યું ખરું ને, એટલે જરા મોડું થયું છે — આ આવે.'

ગોરના ગળાનો ખોંખારો સાંભળી નિતે છેલ્લા શબ્દો બોલ્યો.

વૃદ્ધ હરદયાળ ગભરાઈને બોલ્યો : 'ક્યાં ગઈ એ પુંટી? જરા દીવો ધરને, બધાં ગયાં ક્યાં! પગ ધોવા લોટો પાણી તો દેવું જોઈશે!'

ગોર બોલ્યા : 'કંઈ નહિ, કંઈ નહિ, તમે ગભરાશો નહિ. હાથમાંથી ઠાકોરજીને પધરાવીશ ત્યારે હાથપગ તો ધોવાના છેને; બોલો, શું કામ હતું?'

ઝટપટ પોતે જ બારણાની એક તરફ પાણી છાંટી દઈ ડોસો બોલ્યો : 'અહીં, અહીં, આ જગાએ પધરાવો. આજે પુંટીનાં લગન લેવાનું નક્કી કર્યું છે.'

બતાવેલા સ્થળે સિંહાસન સમેત શ્રી નારાયણશિલાને પધરાવી વૃદ્ધ ગોરજી આશ્ચર્યચકિત નયને ચારે તરફ જોતા જોતા બોલ્યા : 'પુંટીનાં લગન છે—ક્યાં, કંઈ તૈયારીઓ તો દેખાતી નથી; ને વર ક્યાં છે?'

નિતેએ આણેલી પોટલી ઉઘાડતાં ઉઘાડતાં વૃદ્ધ હરદયાળ બોલ્યો : 'તૈયારીઓ એવી શી કરવાની હતી. હમણાં કરી દઉં છું. હરદયાળને ઘેર તૈયારીની ઊણપે કદી પણ કોઈ કામ અટકી પડ્યું જાણ્યું છે? લ્યો આ વર!'

આમ બોલતાં બોલતાં ડોસાએ પોટલીમાંથી એક છબી બહાર કાઢી ગોરજીની સામે મૂકી.

જરા અસ્વસ્થ બની ગોર બોલ્યા : 'મારી મશ્કરી કરવા ધારી છે, હરદયાળ?'

ડોસાએ હાથ જોડી જવાબ દીધો : ' જી; એ તે કદી બને !—હું તો જનમનો તમારો દાસાનુદાસ છું.'

છબી હાથમાં લઈ ગોર બોલ્યા : ' જોઉં, જોઉં. આ તો આપણો વૃંદાવન લાગે છે ! જીવતો જાગતો માણસ બેઠો છે, ને આ નકલ પર મન કેમ ચોંટયું, હરદયાળ ?'

ડોસો કરગરતો બોલ્યો : ' જી, જીવતા જાગતા માણસને લાવી ન શક્યો, એટલે આ નકલથી કામ ચલાવી લેવાનું નક્કી કર્યું છે. આ પાણી, પગ ધુઓ !'

ધીર ગંભીર સ્વરે ગોર બોલ્યા : ' એ તો ધોઉં છું, પણ આમ કંઈ લગન ન થાય, હરદયાળ !'

ડોસો બેબાકળો બની બોલ્યો : ' કેમ ન થાય, ગોર !'

ગોર હસીને બોલ્યા : ' નકલથી કદી કામ થાય નહિ !'

ડોસો ધીર અવાજે બોલ્યો : ' માફ કરજો ગોર ! પરંતુ હું તો હમેશાં જોઉં છું કે મૂળ વસ્તુને છોડી નકલની જ સાથે તમારે કામ હોય છે. મધના અભાવે ગોળ, કોઈ ચીજના અભાવે જવ. એ બધાની વાત જવા દઈએ; તો આ શ્રી નારાયણશિલા—એ ય શું છે કહો ! નકલરૂપે અસલની પૂજા કે બીજું કંઈ ?'

નવાઈ પામી ગોર બોલ્યા : ' આ બધું કોની પાસેથી શીખ્યા, હરદયાળ ? બાકી વાત તો સાચી છે. બીજા આ વાત કબુલ ન કરે, પણ હું તો કરીશ. સંસારમાં સંસારી બનીને હરહમેશ નકલથી જ કામ ચલાવી, આપણે મૂળ વસ્તુને ભૂલી ગયા છીએ.'

હરદયાળ બોલ્યો: ' ત્યારે હવે કંઈ વાંધો રહ્યો નહિ, ગોર !'

ગોર હસીને બોલ્યા : ' તર્કની દૃષ્ટિએ તમે આજે જીત્યા છો, હરદયાળ, એટલે આ કામ પતવવા હું બંધાયેલો છું. પરંતુ પૂછું છું

કે આટલી ઉતાવળ શાની છે? હજી થોડા દિવસ ખમી લોને. સાચેસાચી મૂળ વસ્તુને લાવી કામ પતાવી શકાય તો સારું નહિ?'

હરદયાળ બોલ્યો: 'મૂળને છોડી નકલની પાછળ પાછળ ભમવામાં જ મારી જિંદગી પૂરી થઈ. એટલે હવે એ નથી ગમતું. તેથી નક્કી કર્યું છે કે કાલથી મૂળની શોધમાં નીકળી પડવું. વૃંદાવનચંદ્રની જેવી ઇચ્છા!'

સ્થિર શાંત વદને ગોર બોલ્યા: 'તમે સુખી થાઓ એવા મારા આશીર્વાદ છે હરદયાળ! હવે હું સમજ્યો કે બધા મૂળનું જે મૂળ છે તેણે તમારા બધા દોષો સાફ કરી નાખ્યા છે. બીવાનું કારણ નથી, તૈયારી કરો, હું આ કામ કરાવું છું.'

વિવાહના મંત્ર ભણતા ભણતા ગોર બોલ્યા: 'સ્ત્રી—આચાર કેવી રીતે થશે, હરદયાળ! છેડો પણ કોની સાથે બંધાશે?'

શાંત કંઠે હરદયાળ બોલ્યા: 'છેડો ભલે છૂટો જ રહ્યો, મહારાજ! આ જન્મે કદાચ એ છૂટો જ રાખવાનું થશે. સદ્ભાગ્ય કદી આવે, ને દયાળુ ભગવાન કૃપાદૃષ્ટિ કરે, તો બાકીનું તો એ પોતે જ સાચવી લેશે. નહિ તો એ વૃંદાવનચંદ્રના પગમાં જ એને મૂકી દઈશ.'

ગોર બોલ્યા: 'તો એમ, આજે હું તમારી એકે વાત નકારવાનો નથી, હરદયાળ!'

માળા પહેરાવતી વખતે હરદયાળ બોલ્યો: 'આ માળા વળી કોની ડોકે નાખીશ, પુંટી, તું જ પહેરી લે. જો તક મળે તો સુકાયેલી માળા કાઢી વૃંદાવનચંદ્રના પાદપદ્મમાં ધરી દેજે!'

મંત્રપાઠ પૂરો થયા પછી, પુંટીએ જમીન પર ઢળી પ્રણામ કર્યા.

વૃદ્ધ ગોરે પુંટીના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપ્યા: 'આવું અદ્ભુત લગ્ન મેં કદી કોઈ કરાવ્યું નથી બહેન, પરંતુ આજે કોણ જાણે

કેમ એ બધા વખત કરતાં મને વધારે આનંદ થાય છે. હું બુઢ્ઢો બ્રાહ્મણ ખરા દિલથી તને આશીર્વાદ આપું છું બહેન, તારો મનોરથ પૂરો થશે. મારા હૃદયની અંદરથી કોઈ બુમ પાડીને સંભળાવી રહ્યું છે કે તારા હૃદયનું ધન મેળવી દેવા માટે જ લીલામય પ્રભુની આ લીલા છે.'

બીજે દિવસે આખા મહોલ્લાનાં માણુસો તેમને વૃંદાવનને માર્ગે વિદાય લેવા દોડ્યાં. ડોસાના હૃદયમાં આજે આનંદની ભરતી ચડી હતી. એ તરંગમાં આસપાસનાં સૌએ મુગ્ધ હતાં. મૌખિક આત્મીયતાથી દેખાવ ખાતર જ વિદાયનાં આંસુ પાડવા આવેલાં એ બધાં, આજે ખરેખર જ રડી પડ્યાં.

ટિકીટ કઢાવી ત્રણે જણુ પશ્ચિમમાં જવા માટે પ્લેટફોર્મ પર આવીને ઊભાં, તે વખતે નજીકનાં સગાંના વિયોગની વ્યથાથી સૌનાં હૃદય દુઃખી બની ગયાં.

ગાડી આવી પહોંચી. સામેના એક ડબા ભણી ડોસાએ પગ ઉપાડ્યો, ત્યાં તો પાછળથી ડગલો ખેંચી પુંટી બોલી: 'જવાનું હવે નહિ થાય, દાદુ, કોણુ આવ્યું છે એતો જુઓ.'

ડોસો બહાવરો બની પાછળ જોવા જાય છે ત્યાં તો, વૃંદાવન દોડતો આવી એના પગમાં આળોટી પડી બોલ્યો: 'મને માફ કરો, દાદુ!'

પળવાર સ્તબ્ધ બની ઊભા રહી ડોસાએ બળપૂર્વક પોતાની દુર્બળતાને દૂર હઠાવી દીધી, પછી ધીરે ધીરે પુંટીનો હાથ વૃંદાવનના હાથમાં મૂકી દઈ એ બોલ્યો: 'ખરે વખતે તું આવી પહોંચ્યો ભાઈ, આ લે. તારી છેડાગાંઠ છૂટી ન રહી, પુંટી, મારા આશીર્વાદ છે, તું સુખી થા.'

પોતાનું અવ્યવસ્થિત મન કંઈક વ્યવસ્થિત કરી લઈ પુંટી બળ કરી બોલી : 'તમે, દાદુ !'

ગાડીનું બારણું ઠેલી અંદર પ્રવેશ કરતાં કરતાં ડોસો બોલ્યો : 'નકલમાંથી તને તારી મૂળ વસ્તુ મળી ગઈ છે, પુંટી. તું પાછી જા. પરંતુ, મેં તો આજ લગી નકલને વળગી રહી બાજ્યાં જ કર્યું છે. એટલે નકલ છોડી, આજે એ બધા મૂળનું જે મૂળ છે તેને મેળવવા માગું છું ! સુખી રહો !'

ડોસાને રોકવાનું વૃંદાવનને સૂઝયું નહિ. તે સ્તબ્ધ વિસ્મયથી મૂઢ બની પુંટીનો હાથ પોતાના હાથમાં જોરથી પકડી રાખી માત્ર જોઈ રહ્યો. તેના હૃદયની તમામેતમામ કોમળ વૃત્તિઓ તે વખતે તેની આંખોમાંથી બહાર રેલાઈ આવવાનું કરતી હતી.

નિર્જીવ ટ્રેન તેમના હૃદયની વ્યથાને શું સમજે ? ધરતી ધ્રુજાવતી, તાલે તાલે જાણે તેમની મજાક ઉડાવતી હોય તેમ તે દોડતી પ્લેટફોર્મમાંથી બહાર નીકળી ગઈ.

: ૨૭ :

પ્રેમના રાજ્ય વૃંદાવનમાં અનંત પ્રેમનો પ્રવાહ વહી ગયો હોવા છતાં, કોણ જાણે કેમ બાળકોનું ટોળું આજે રસ્તે જતા એક ડોસાની પાછળ ગાંડો ! ગાંડો ! એવા બૂમો પાડતું એક બીજાને હાથથી તાળીઓ આપતું દોડી રહ્યું છે. ખરબચડા વાળવાળા એ ડોસાની લાલાશ પડતી આંખોમાં સતત વહેતો અશ્રુપ્રવાહ છે. માત્ર બાળકો જ શા માટે, અનેક આધેડ વયના રસ્તે જતા મુસાફરો પણ એનો ભાવ જોઈ ચમકીને ઊભા રહી જાય છે. ચોતરફથી મશ્કરીના તીવ્ર ચાબખા અવિરત પડ્યા જ કરે છે તોયે, ડોસો કોઈનીયે તરફ નજર કરતો નથી, અથવા કોઈની યે સાથે વાત કરતો નથી. શૂન્ય નજરે ઉદાસ હૃદયે, એ માત્ર રસ્તા પર ફર્યા કરે છે.

એક દયાળુ વ્રજવાસી કંઈક મિષ્ટાન્ન લઈ ડોસાની પાસે આવ્યો. એકાએક પોતાનો રસ્તો રોકાયો જોઈ, ડોસો શૂન્ય દૃષ્ટિએ એના મોં સામે જોઈ રહ્યો.

પેલો માણસ સ્નેહકોમળ સ્વરે બોલ્યો : " ખા લો, બેટા ! "

આભો બની ડોસો માત્ર એના મોં સામે જોઈ જ રહ્યો, બીજી જ ક્ષણે તે ચિત્કાર કરી બોલી ઊઠ્યો : 'હા વૃંદાવનચંદ્ર, તું ક્યાં છે !'

એને સાન્ત્વન આપતાં પેલો માણુસ બોલ્યો: "પહેલે ખા લો, પિછુ દર્શન મિલેગા.'

શૂન્ય નજરે ડોસો એના મોં સામે જોઈ રહ્યો. આ શબ્દો ડોસાએ તેને જ ઉદ્દેશીને કહ્યા હતા, તેની એને ખબર નહિ પડી હોય. એક લડ્ડુ લઈ તે માણુસે ડોસાના મોં આગળ ધર્યો. મોં ફાડી તે ખાવા જતાં ડોસાએ એકદમ મોં ફેરવી લીધું. અને ફરીથી ઉન્મત્તની પેઠે તે બીજી દિશાએ નાસી છૂટયો. નાસતાં નાસતાં એ બૂમ પાડી ઊઠયો: 'ના, ના, ખૂબ ખાધું છે, હવે નથી ખાવું. હવે બધું છોડી દીધું છે. ઓ હો હો! બધુંયે તજીને, વૃંદાવનને તજીને, તારે બારણે દોડી આવ્યો છું. પરંતુ તું કેવો નિર્દય છે! હજીયે એ માયા મને વળગાડી રાખી છે! આટઆટલા દિવસ થયા, મને કયાંય દર્શન થયાં નહિ!'

પેલો માણુસ એની પાછળ દોડી આવી બોલ્યો: 'કાહે શોચતે હો ભાઈ! તેરા વૃંદાવનચંદ્ર મિલ જાયેગા!'

કાન ખડા કરી સાંભળતાં સાંભળતાં ડોસો બોલ્યો: 'મળશે? મળશે? કયાં? કઈ તરફ? એ આવ્યો છે એમ? એટલે તો કહું છું કે એ મારા વગર રહી શકે જ નહિ. કયાં છે, રહે, જોવા દે! હાય હાય! કયાં, કોઈએ નથી! શા માટે આ પ્રપંચ, પ્રભુ!'

રસ્તે જતો કોઈ એક વૈષ્ણુવ એકતારા પર ગાતો હતો—

'મેં તો તને જીવનમાં માગ્યો નથી,
તેં મને અભાગીને માગ્યો છે.
મેં તો બોલાવ્યો યે નથી, તેં
હૃદયમાં આવીને જાતે દર્શન દીધાં છે!'

એકચિત્તે ડોસો થોડીવાર એ ગીત સાંભળી રહ્યો.

પછી એકદમ ગાંડાની પેઠે દોટ મૂકી એણે ગાનારનો હાથ પકડી લીધો.

વિસ્મયથી આભો બની એના મોં સામે જોઈ એ માણસ બોલ્યો : 'ઓ...મારો હાથ દુઃખે છે, છોડી દો !'

પણ ડોસાએ હાથ છોડયો નહિ. ઊલટું વધારે જોરથી પકડયો; ને કહ્યું : 'આ શું ગાય છે તું ?'

શાંત અવાજે વૈષ્ણવ બોલ્યો : 'કેમ, ભગવાનના ગુણગાન !'

એક તીવ્ર શ્લેષ ભર્યા કંઠે ડોસો બોલ્યો : 'આટલું બધું જૂઠાણું ચલાવી તું તારા ભગવાનની કીર્તિ વધારવા ઇચ્છે છે ?'

વૈષ્ણવ શાંત આંખે ડોસાના મોં સામે જોઈ ગંભીર મધુર અવાજે બોલ્યો : 'જૂઠું જરાયે નથી ભાઈ, નર્યું સત્ય છે. પ્રભુ ખૂબ દયાળુ છે !'

પગ ઠોકી ગર્જના કરી ડોસો બોલ્યો: 'કદાપિ નહિ !'

મધુર હાસ્યથી તેનો ગુસ્સો ઉતારવાના હેતુથી વૈષ્ણવ બોલ્યો: વિશ્વાસ 'રાખો.'

બૂમ પાડી ડોસો બોલ્યો : 'શું — આપણે ના માગીએ તોયે આપણને માગે છે એ આવું હળહળતું જૂઠાણું હું કેવી રીતે માનું ? તો તો પછી આટઆટલા દિવસથી હું એ બેટા વૃંદાવનને માટે આકુળ વ્યાકુળ થઈ રડયા કરું છું તોયે એ આવીને ઊભો કેમ નથી રહેતો ? ધારે તો એનો વેશ લઈને યે એ તમારો દયાળુ પ્રભુ દર્શન દઈ શકે.'

વૈષ્ણવ બોલ્યો : 'વિશ્વાસ રાખો; ભાઈ! પ્રભુ એમ પણ કરી શકે છે.'

ડોસો ગુસ્સે થઈને બોલ્યો: 'ના, ના, ના, હું આ કદાપિ માનવાનો નથી. એનામાં એ તાકાત હોય તો એ એવું કરતો કેમ નથી ? આવતો કેમ નથી?'

વૈષ્ણવ બોલ્યોઃ 'તમે શું પ્રભુનું તમારો વૃંદાવનસમજી સ્મરણ કરો છો? એ ભાવે તમે એને બોલાવ્યો છે?'

મોટેથી હાસ્ય કરીને ડોસો બોલ્યો: 'અરે, કંઈ સેંકડો વાર! આવ્યો ત્યારનો ગાંડાની પેઠે હૃદયનો ભાર એ તમારા દયાળુને પગે ફેંકી દઈ ભાગ્યો ફરું છું. પરંતુ એવો નિર્દય છે એ, કે કાન જ ધરતો નથી!'

વૈષ્ણવ ધીમેથી સ્નેહપૂર્વક બોલ્યો: 'મારી સાથે ચાલો.'

ઝડપથી એનો હાથ છોડી દઈ પાગલ ડોસો ક્રોધથી કંપતા અવાજે બોલ્યોઃ ના, ના, હું નથી આવવાનો. તમે લોકો ચોર છો, બધા જ ચોર છો. એક મોટા છેતરવાનો ધંધો જ લઈને તમે બધા બેઠા છો ને દુનિયાને છેતરો છો!'

વૈષ્ણવ માથું નમાવી બોલ્યો: 'ખરું કહો છો, ભાઈ! બધા જ ચોર છે, આપણે બધા જ ચોર છીએ. તમે ચોર છો હું ચોર છું, આખી દુનિયા ચોર છે.'

થોડીવાર આભો બની વિસ્મયથી તેના મોં સામે જોઈ રહી, પછી ડોસો આપોઆપ બોલી ઊઠયોઃ 'શું કહ્યું? હું ચોર છું?'

વૈષ્ણવ હસીને બોલ્યોઃ 'તમે જ વિચાર કરી જુઓને, ભાઈ! નથી તમે ચોર? જેને હૃદય ને મન ધરવા આવ્યા હતા, તેને ધર્યું છે?'

માથું હલાવી ડોસો બોલ્યોઃ 'કેવી રીતે ધરે! મારું હૃદય એ છોકરાના રૂપથી જ ભરાઈ ગયું છે; જરાયે ખાલી જગા રહી હોય તો એને યાદ કરું ને! એને બેસાડવા જેવી આટલી અમથી જગાયે આ હૃદયમાં નથી.!'

વૈષ્ણવ બોલ્યોઃ 'તમારા વૃંદાવનની દ્વારા જ એને જુઓ. વિચાર કરો કે એ જ એ છે.'

જોર શોરથી માથું હલાવી ડોસો બોલ્યો: ' એ કેવી રીતે બને ? એની ખાતરી શી ?'

વૈષ્ણવ હસીને બોલ્યો: 'ચાલો, બતાવું.'

જાણે અડધો જાગતો, અડધો ઊંઘતો હોય એવી રીતે ડોસાએ એનું અનુસરણ કર્યું. જતાં જતાં મોઢે એ બોલ્યા જ કરવા લાગ્યો: 'એવું કર, રે! એવું કર. બધું છોડીને હું તને મળવા આવ્યો છું; મને ગાંડો કરીશ નહિ, પ્રભુ! મને ગાંડો કરીશ નહિ, તારું ચાંદમુખ દેખાડી મારું વૃંદાવનનું ઘેન ઉતારી દે, પ્રભુ !'

હમણાં જ ગોવિંદજીના મંદિરનાં દ્વાર ઊઘડયાં છે. હજી કોઈ પ્રવેશ કરી શકતું નથી. ગાંડાની જેમ ડોસો વૈષ્ણવની સાથે દ્વાર પર આવીને ઊભો.

વૈષ્ણવ બોલ્યો: 'તમે જાઓ, ભાઈ, મારાથી નહિ અવાય.'

શૂન્ય નજરે ડોસાએ તેના મોં સામે જોયું—શી ખબર એ શું સમજ્યો. પછી એકદમ એ આગળ ધસી ગયો.

એક જણુ ડોસાનો રસ્તો રોકવા આવ્યો, પણ બીજી જ ક્ષણે માનપૂર્વક ઊભો રહી ગયો. પ્રેમના આવેગથી સાગર ભણી ધસી ધસી જતી નદીને રોકવાની તેનામાં હિંમત અને શક્તિ નહિ હોય એમ લાગે છે.

બે હાથ પહોળા કરી ડોસાએ મંદિરની અંદર પ્રવેશ કર્યો.

તેણે બોલવા માંડ્યું: 'ક્યાં છે તું વૃંદાવનચંદ્ર! તારું ચાંદમુખ નિહાળવા હું મારું સર્વસ્વ છોડીને અહીં દોડી આવ્યો છું. દર્શન દો પ્રભુ, દર્શન દો! ના, ના, તું હવે મારી સામે આવીશ નહિ, વૃંદાવન! પેલું કોણ બેઠું છે સિંહાસન પર ? કોણ એ? વૃંદાવન! વૃંદાવન! આ શું કરે છે મૂરખા? પેલું વળી કોણ? જશોદા! જશોદાના ખોળામાં

આ કોણ લપાયું છે! મનચોર, માખણચોર! મધુરી શી મોરલી મોઢે અડકાડી છે ને મારી સામે જોઈ રહ્યો છે! ના, ના, આ તો મારો વૃંદાવન છે! વૃંદાવન? વૃંદાવન? નીચે ઊતર, અભાગિયા, નીચે ઊતર. તારું અકલ્યાણ થશે! છિ—છિ, શું તું છે? ઊતર, નીચે ઊતર, શું નહિ ઊતરે? તો ઊભો રહે!'

ક્રોધે ભરાઈ ડોસો પૌત્રને શિક્ષા કરવા દોડયો, ત્યાં એકદમ જમીન પર પછડાઈ પડયો. ભકિતથી આપ્લુત કંઠે તે બોલી ઊઠયો: 'આટલા દુઃખ પછી આટલી દયા કરી, પ્રભુ! કેવો મારો ભ્રમ! તને મેં મારો વૃંદાવન ધાર્યો હતો. ના,—ના, એ તું નથી વૃંદાવન, એ છે મારો

ચાંદમુખ!